# પાવ મહેલને લગતી ક્રિયાઓ,

## બાજ ધરણું અને નિરંગ-સ્તાન.

(કદમી તરીકત પ્રમાણે).



લખનાર અને પ્રગટ કરનાર,

મોબેદ મેહરવાનજી ખુરશેદજી બેહરામ કામદીન દસ્તુરના.



સને ૧૩૦૦ યઝદેજર્દી

ઇ૦ સ૦ ૧૯૩૧.



પ્રગટ કરનાર:
મેહરવાનજી ખુરશેદજી બેહરામ કામદીન દસ્તુરના.
દાદી શેઠના આતશ બેહરામ, બહાર કોટ,
મુંબઇ.

છાપનાર:
હોશંગ તેહમુરસ અંકલેસરીઆ,
ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ,
નં૦ ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.



કદીમ ટોળાનાં પ્રખ્યાત વડા દસ્તુર

**મુલ્લાં ફીરોઝ બિન મુલ્લાં કાઉસ રૂસ્તમ જલાલ**

**જનમ—**

રોજ ૨૧ મો માહ ૧૦ મો (કદમી)

૧૧૨૭ ય. જ.

તા૦ ૬ ઠી જુલાઈ ૧૭૫૮

**મરણ—**

રોજ ૭ મો, માહ ૨ જો (કદમી)

૧૨૦૦ ય જ.

તા૦ ૮ મી ઑકટોબર ૧૮૩૦.



# અર્પણ પત્રિકા.

## દસ્તુર મુલ્લાં ફિરોજ બિન મુલ્લાં કાઉસ જલાલ

જેવણુ એક કદીમ ટોળાંનાં નામાંક્તિ વડા દસ્તુર, (૧૭૯૪-૧૮૩૦)
અને રાહબર તરીકે,

વિદ્વાન મંડળમાં ઝીબાયશ આપનાર એક કાબેલ ભાષાશાસ્ત્રી તરીકે,

જાત પરજાતના ચેલા ધરાવનાર (જેમા મુંબઈનાં નામદાર ગવર્નર
જોનાથન ડંકન જેવા નામવર નરના) નામાંકિત ઉસ્તાદ તરીકે,

દેશ પરદેશમાં વાંચક અને વિદ્વાન પ્રજામાં જાણીતા થયલા એક ઉત્તમ
ગ્રંથકાર તરીકે,

મુંબઈની પારસી પ્રજાના આગેવાન અકાબરોમાનાં એક અકાબર તરીકે,

ધર્મેસમાજ અને સંસારસમાજના એક સાચ્ચા સુધારક તરીકે,

દેશ પરદેશમાં જાણીતા થયલા એક સહાસિક વ્યાપારીક તરીકે,

મુંબઈમાં કબીસાની (૧૮૨૬-૨૭) ઝુમ્બેશની તકરારી લડાઈમા એક
સુરા સરદાર તરીકે,

એક કાબેલ, ફાઝેલ, શાએર અને ફીલસુફ તરીકે

માનસહીત હૈયાતી ભોગવી ગયા છે.

તેઓનાં માનમા આ પુસ્તક અર્પણ કરૂં છું.

લા૦ કર્તા.



# પાવ મેહલની ક્રિયાઓના પુસ્તકની નકલો ખરીદનારાં બાનુઓ અને ગ્રહસ્થોના મુબારક નામો.

| સંખ્યા. | | મુંબઇ. |
|---|---|---|
| ૫ | દસ્તુર | દીનશાજી જીવણજી ગરડા |
| ૧ | ,, | મીનોચેહર કેખશરૂ જામાસ્પ આશાના. |
| ૨ | ,, | બરજોરજી કાવશજી ભાઠેના. |
| ૧ | એરવદ | માણેકજી બરજોરજી દસ્તુર ભાઠેના |
| ૨ | ,, | રૂસ્તમજી બહમનજી મુલ્લાં ફિરોઝ. |
| ૧ | ,, | માહીયાર નવરોજી કુતાર. |
| ૧ | શેઠ | ફરામજી દોરાબજી પાંડે. |
| ૨ | ,, | પેસ્તનજી દોરાબજી પાંડે |
| ૩ | ,, | માણેકજી કાવશજી પીટીટ. |
| ૧ | ડૉ૦ | દાદીબા નશરવાનજી સાહેર. |
| ૬૭ | શેઠ | મરઝબાન કાવશજી છોઇ. |
| ૧ | ,, | કાવશજી જાલભાઇ શેઠ. |
| ૧ | ,, | મેહરવાનજી અરદેશર રાંદેરીઆ. |
| ૧ | ,, | નાનાભાઇ ફરામજી મામા. |
| ૧ | ,, | હુકામજી એદલજી કુંમાના. |
| ૬ | ,, | દાદીશેઠ ચેરીટીઝ ટ્રસ્ટ ફંડ. |
| ૬ | ,, | નશરવાનજી મંનચેરજી કામા ધર્માદા ફંડ. |
| ૩ | શેઠ | એક જરથોસ્તી તરફથી. |
| ૧ | ,, | જાંગીરજી પેસ્તનજી મુલ્લાં ફિરોઝ. |
| ૧ | ,, | અરદેશર માણેકજી દારૂવાલા. |
| ૧ | ,, | મરહુમ નશરવાનજી એ. દારૂવાલાના છોકરા. |

| સંખ્યા. | | મુંબઇ. |
|---|---|---|
| ૨ | બાઇ | પુતલીબાઇ જાંગીરજી ગામડયા. |
| ૧ | ,, | જરબાઇ શોહરાબજી પીટીટ. |
| ૩ | ,, | વીરબાઇજી નશરવાનજી કામા. |
| ૧ | ,, | મેહરબાઇ એદલજી કામા. |
| ૧ | ,, | બચુબાઇ જમશેદજી પાંડે |
| ૨ | ,, | પેરીન પેસ્તનજી મેહતા. |
| ૨ | ,, | દીનબાઇ બેહરામજી તારાપોરવાળા. |
| ૧ | ,, | માણેકબાઇ અરદેશર દુબાશ. |
| ૧ | ,, | મેહરબાઇ હોરમસજી પદમજી. |
| ૧ | ,, | મેહરબાઇ ફરામજી પોંચાજી. |
| ૧ | ,, | મરહુમ નિવાઝબાનું ફરામરોઝ લરચની દીકરીઓ. |
| ૩ | એરવદ | શાપુરજી દીનશાજી દસ્તુર ગરડા. |
| ૧ | ,, | રતનજી બરજોરજી દસ્તુર ભાઠેના |
| ૫ | ,, | કુંવરજી પેસ્તનજી અસલી. |
| ૨ | ,, | શોહરાબજી પેસ્તનજી અસલી |
| ૧ | ,, | રૂસ્તમજી પેસ્તનજી અસલી. |
| ૧ | ,, | શાપુરજી ખરશેદજી બેહરામ-કામદીન. |
| ૧ | ,, | જમશેદજી ખરશેદજી બેહરામ-કામદીન. |
| ૨ | ,, | પીરોજશાહ દોરાબજી કાપડયા. |
| ૩ | ,, | કેખશરૂ દીનશાજી નાલ્લાદારૂ. |
| ૧ | ,, | અરદેશર શોહરાબજી આદરીયાનવાલા. |
| ૧ | ,, | નાદરશાહ કાવશજી નાનપોરીયા. |

| સંખ્યા. | | મુંબઇ. |
|---|---|---|
| ૧ | એરવદ | મેહરજી જમશેદજી બેહરામ-કામદીન. |
| ૨ | મરહુમ | પેસ્તનજી ખરશેદજી પીર. |
| ૧ | એરવદ | કાવશજી ફરામજી પંઠકી. |
| ૧ | ,, | રૂસ્તમજી રતનજી પંઠકી. |
| ૧ | ,, | મીનોચેહર બેજનજી પંઠકી. |
| ૧ | ,, | હોરમસજી ફરાંમજી જીજીના. |
| ૧ | ,, | રૂસ્તમજી ફરાંમજી મસાની. |
| ૧ | ,, | ફરામરોઝ પેસ્તનજી ભેસાંન્યા. |
| ૧ | ,, | અસ્પંદીયારજી પેસ્તનજી ભેસાંન્યાં. |
| ૧ | ,, | જાંગીરશા પીરોજશા ,, |
| ૧ | ,, | એરચશા પીરોજશા ,, |
| ૧ | ,, | નવરોજી ખરશેદજી ,, |
| ૧ | ,, | પેતેરસ્પ પેસ્તનજી ,, |
| ૧ | ,, | જમશેદજી આદરજી ,, |
| ૧ | ,, | જાલ મંનચેરશાહ બોરી. |
| ૧ | ,, | શેહરીયાર ફરામજી પંઠકી |
| ૧ | ,, | જમશેદજી રૂસ્તમજી દસ્તુર. રાંદેરયા. |
| ૧ | ,, | અરદેશર મંનચેરશા રાંદેરીયા. |
| ૧ | ,, | માણેકશા શાપુરજી જીજીનાં સુંવાલીવાલા. |
| ૧ | ,, | હોરમસજી ખરશેદજી કાપડયા. |
| ૧ | ,, | રૂસ્તમજી પેસ્તનજી વજીફદાર. |
| ૧ | ,, | પીરોજશા રૂસ્તમજી મોદી |
| ૧ | ,, | બેહરાંમજી જમશેદજી ઉનવાલા. |
| ૧ | ,, | દીનશાહજી પાહલનજી સીધવા. |
| ૧ | ,, | જાંગીરજી શેહરાબજી ભાધા. |
| ૧ | ,, | જાંગીરજી દીનશાહજી સીધવા. |
| ૧ | શેઠ | પાહલનજી એફ. મીસ્રી. |
| ૧ | ,, | નશરવાનજી માણેકશા પેસ્તનજી નાણાવટી. |
| ૧ | ,, | પીરોજશા પાલનજી. |
| ૨ | ,, | કેખશરૂ જમશેદજી શેહરાબજી ઉમરીગર. |

| સંખ્યા. | | મુંબઇ. |
|---|---|---|
| ૨ | શેઠ | એરચશા ધનજીભાઇ કાલાપેસી. |
| ૧ | ,, | કેખશરૂ કાવશજી સદરી. |
| ૧ | ,, | ફરામરોઝ બહમનજી એનજીન્યર. |
| ૧ | ,, | અરદેશર જમશેદજી પટેલ. |
| ૧ | ,, | દારબશાહ નશરવાનજી શરોફ. |
| ૧ | ,, | દીનશાહ ધનજીભાઇ ગઝદર. |
| ૧ | ,, | નરીમાન પેસ્તનજી ઓહ્યા. |
| ૧ | ,, | શેહરાબ મંનચેરજી માહન. |
| ૧ | ,, | ડોશાભાઇ તેમુલજી કાપડયા. |
| ૧ | ,, | દારબશાહ રતનજી કાપડયા. |
| ૧ | ,, | હોરમસજી નાનાભાઇ સ્કુવાલા. |
| ૧ | ,, | મરહુમ કાવશજી નશરવાનજીના છોકરાઓ. |
| ૧ | એરવદ | હીરજીભાઇ ફરામજી પંઠકી. |

## સુરત.

| | | |
|---|---|---|
| ૫ | દસ્તુર | કાવશશાહ રૂસ્તમજી જમશેદજી. |
| ૧ | ,, | જમશેદજી શેહરાબજી દસ્તુર કુંમાના. |
| ૨ | ,, | પેસ્તનજી એદલજી દસ્તુર. |
| ૧ | ,, | નવરોજી એદલજી બેહરી. |
| ૧ | ,, | એદલજી માણેકજી દફતરી. |
| ૧ | ,, | બરજોરજી દારાબજી દારાબ પાહલનના. |
| ૧ | ,, | બમનજી અસ્પન્દીયાજી રબાડી. |
| ૧ | ,, | જમશેદજી ફરામજી રબાડી. |
| ૩ | ખા. સા. | ડોશાભાઇ માણેકશા વકીલ. |
| ૧ | એરવદ | ખોરશેદ શાપુરજી દાબુ M.A. |
| ૩ | મરહુમ | માણેકશા મનચેરજી મોટાફરામના વારેસો. |
| ૧ | એરવદ | એરચશા બમનજી દસ્તુર કુંમાનાં. |
| ૧ | ,, | દાદાભાઇ શેહરાબજી બેહરામ કામદીન. |
| ૧ | ,, | માણેકજી ખરશેદજી બહેરામ-કામદીન. |

| સંખ્યા. | | સુરત. |
|---|---|---|
| ૧ | એરવદ | નરીમાન હોરમસજી આઇબાડા. |
| ૧ | ,, | કાવશજી દોરાબજી તુરેલ. |
| ૧ | ,, | મંનચેરજી દોરાબજી તુરેલ. |
| ૧ | ,, | નરીમાન દોરાબજી તુરેલ, પંઠકી. |
| ૧ | ,, | મનચેરશા કાવશજી દસ્તુર. |
| ૧ | ,, | ધનજીશાહ શોહરાબજી દસ્તુર કુંમાના. |
| ૧ | ,, | અરદેશર ધનજીશાહ નાલાદારૂ. |
| ૧ | ,, | પીરોજશા ખરશેદજી બેહરામ—કામદીન. |
| ૧ | ,, | મીનોચેહર રતનશા શોહરાબખાન |
| ૧ | ,, | મનચેરશા શોહરાબજી ટદ્દી. |
| ૧ | ,, | મરઝબાન કાવશજી આઇબાડા |
| ૧ | ,, | એરચશાહ કાવસજી આઇબાડા. |
| ૧ | ,, | જાલેજર નવરોજી આઇબાડા. |
| ૧ | ,, | ગુસ્તાદજી નશરવાનજી મેન્તી. |
| ૧ | ,, | નરીમાન દાદાભાઇ ખશીના. |
| ૧ | ,, | પીરોજશા ફ્રામજી પાવરી. |
| ૧ | ,, | ગુસ્તાદજી મેહરવાનજી સીનોર. |
| ૧ | ,, | અરદેશર ગુસ્તાદજી સીનોર. |
| ૧ | ,, | જહાંબક્ષ પેસ્તનજી શેંહના. |
| ૧ | ,, | ખરશેદજી ફ્રામજી આંટીઆ |
| ૧ | ,, | અરદેશર શાપુરજી સુરતી. |
| ૧ | ,, | મનચેરજી અસ્પન્દીયારજી રબાડી. |
| ૧ | ,, | શેહરયારજી દોરાબજી રબાડી. |
| ૧ | ,, | કાવશજી ભીખાજી રાવ. |
| ૧ | ,, | જમશેદજી કાવશજી ભંડારી. |
| ૧ | ,, | જમશેદજી હોરમસજી પંથકી. |
| ૧ | ,, | સાવકશા જમશેદજી પંથકી. |
| ૧ | ,, | બરજોરજી પેસ્તનજી જીજીના. |
| ૧ | ,, | પેસ્તનજી દોરાબજી દસ્તુર. |
| ૧ | ,, | નોશીરવાન કેખશરૂ દસ્તુર. |
| ૧ | ,, | કેખશરૂ રૂસ્તમજી ગરડા. |
| ૧ | ,, | પીરોજશા બેહરામજી દરબારી. |
| ૧ | ,, | બેહરામજી કાવશજી તુરેલ. |
| ૧ | ,, | રતનશા મનચેરજી તુરેલ. |
| ૧ | ,, | શોહરાબજી મંનચેરજી તુરેલ. |

| સંખ્યા. | | સુરત. |
|---|---|---|
| ૧ | એરવદ | એદલજી નવરોજી દસ્તુર બેકરી. |
| ૧ | ,, | પીરોજશા રતનજી દલાલ. |
| ૧ | ,, | કુંવરજી ફરદુનજી મેન્તી. |
| ૧ | ,, | બરજોરજી કાવશજી અમરોલીવાલા. |
| ૧ | ,, | રૂસ્તમજી મનચેરજી પંઠકી. |
| ૧ | ,, | દાદાભાઇ મંનચેરજી પંઠકી. |
| ૧ | શેઠ | અરદેશર માણેકજી તાડીવાલા. |
| ૧ | બાઇ | સુનાંબાઇ બહમનજી સુખીઆ. |

**કલકત્તા.**

| | | |
|---|---|---|
| ૧ | મરહુમ | શેઠ રૂસતમજી કાવશજી બનાજીનાં આદરાંન. |
| ૧ | ,, | સર દીનશા માનેકજી પીટીટ ઝોરાસ્ટ્રીયન લાયબ્રેરી. |
| ૧૦ | શેઠ | રૂસતમજી કાવશજી મોદી. |
| ૧૦ | મરહુમ | શેઠ રૂસતમજી ખરશેદજી દોતીવાલા. |
| ૩ | ,, | ,, મેહરવાનજી નાનાભાઇ મેહતા. |
| ૧ | એરવદ | બરજોરજી જમશેદજી દસ્તુર મેહરજીરાણા. |
| ૨ | | એક જરથોસ્તી. |
| ૨ | શેઠ | પીરોજ મોતાભાઇ ગજદર. |
| ૧ | ,, | અરદેશર ખુરશેદજી બહેરામ કામદીન. |
| ૧ | ,, | એદલજી નવરોજી કાંગા. |
| ૧ | ,, | કાવશજી પાલનજી ભાઠેના. |
| ૨ | બાઇ | ધનબાઇજી માણેકજી રૂસ્તમજી. |
| ૧ | શેઠ | મનચેરશા શોહરાબજી ભેસાનીઆ. |
| ૧ | | એક જરતોસ્તી. |
| ૧ | શેઠ | અરદેશર નવરોજી કોટવાલ. |
| ૧ | ,, | માણેકજી ખરશેદજી ખંબાતા. |
| ૧ | ,, | કેખશરૂ નવરોજી કાવારાણા. |
| ૧ | ,, | ડોશાભાઇ જાંગીરજી ગજદર. |

| સંખ્યા. | કલકતા. |
|---|---|
| ૧ શેઠ | શાપુરજી શોહરાબજી ગજદર. |
| ૧ ,, | દીનશાજી રતનજી બીલ્લીમોરયા. |
| ૧ એરવદ | પેશતનજી હોરમશજી દસ્તુર. |
| ૧ ,, | ખરશેદજી મેહરવાનજી દેશાઇ. |
| ૧ ,, | નશરવાનજી શોહરાબજી બોદ. |
| ૧ ,, | હોરમશજી દાદાભાઇ પંથકી |
| ૧ ,, | કેખશરૂ રૂસતમજી કોહીના. |
| ૧ ,, | જમશેદજી હોરમશજી મની. |
| ૧ ,, | તેહમુલજી રૂસ્તમજી ઉદવાડયા. |
| ૧ શેઠ | જમશેદજી શોહરાબજી દાંડીવાલા. |
| ૧ ,, | શોરાબજી એદલજી મીસ્ત્રી. |
| ૧ ,, | કેખશરૂ શોહરાબજી કોહલા. |
| ૧ ,, | ખરશેદજી બમનજી દસ્તુર. |
| ૧ ,, | બેહરાંમજી શાપુરજી માદન. |
| ૧ ,, | શોહરાબજી એદલજી જીલ્લાદુધા. |
| ૧ ,, | રૂસતમજી જમશેદજી કાવારાણા. |

## પુણા.

| | |
|---|---|
| ૨ દસ્તુર | પેસ્તનજી બીખાજી આદરીઆનવાળા. |
| ૧ એરવદ | શોહરાબજી પેસ્તનજી ,, |
| ૧ ,, | પેશોતન દાદાભાઇ બેહરામ-કામદીન. |
| ૧ ,, | રૂસ્તમજી રતનજી કરકરીઆ. |
| ૨ ,, | કાવશજી પાલનજી કરકરીઆ. |
| ૧ ,, | માણેકશા કાવશજી કરકરીઆ. |
| ૧ શેઠ | દીનશા દા. નીકલસન. |
| ૧ ,, | રૂસ્તમ આદર કેખશરૂ ઇરાની. |
| ૧ ,, | ફરીદુન શેરીઆર ઇરાની. |
| ૧ ,, | જેહાન જમશેદ જેહાન |
| ૧ ,, | શોહરાબ ખોદાદાદ ઇરાની. |
| ૧ એરવદ | નરીમાન નશરવાનજી જીજીના. |
| ૧ ,, | ફરેદુન મનચેરજી આદરીઆનવાળા. |

| સંખ્યા, | નવસારી. |
|---|---|
| ૩ એરવદ | મરહુમ એદલજી બરજોરજી મુલ્લાં બેહતરી ફંડ. |
| ૧ શેઠ | નશરવાનજી જમશેદજી દેશાઇ. |
| ૧ એરવદ | નરીમાન હોરમસજી દાદાચાનજી. |
| ૧ ,, | બેહરામજી દારાબજી દાદાચાનજી. |
| ૧ ,, | હોરમસજી દોરાબજી ફ૦ કરકરીઆ. |

## ઉદવાદા.

| | |
|---|---|
| ૧ એરવદ | કેખશરૂ બીખાજી મોંગલ. |
| ૧ ,, | કેખશરૂ માણેકશા ભાધા. |
| ૧ ,, | માણેકશા રૂસ્તમજી સીધવા. |
| ૧ ,, | શોહરાબજી પેસ્તનજી દસ્તુર. |

## વલસાડ.

| | |
|---|---|
| ૧ એરવદ | પીરોજશા માણેકજી સંજાણાં. |
| ૧ ,, | માણેકશા દાદાભાઇ સંજાણાં |
| ૧ ,, | શાપુરજી જમશેદજી કનથનનાં |

## જમશેદપુર.

| | |
|---|---|
| ૧ શેઠ | રૂસ્તમજી પેસ્તનજી પટેલ. |

## વડોદરા.

| | |
|---|---|
| ૧ એરવદ | રૂસ્તમજી કુંવરજી કરંજીઆ. |
| ૧ ,, | કેખશરૂ બેહરામજી કરંજીઆ. |

## કરાંચી.

| | |
|---|---|
| ૧ એરવદ | શોહરાબજી જમશેદજી સીધવા. |

## કરંજ.

| | |
|---|---|
| ૧ એરવદ | બમનજી એદલજી કરંજીઆ. |
| ૧ ,, | મેહરવાનજી મંચેરજી કરંજીયા. |

## ભગવા.

| | |
|---|---|
| ૧ એરવદ | બેહરામજી એદલજી કરંજીયા. |

## ભાઠા.

| | |
|---|---|
| ૧ એરવદ | દાદાભાઇ કુંવરજી ભાઠેના. |

## કુઠીયાણાં.

| | |
|---|---|
| ૧ એરવદ | નવરોજી બેહરામજી કરંજીયા |

# પ્રસ્તાવના

## અનામે ખુદા રાસ્તી પસંદ.

અત્ હુવે મઝ્દા ઇજાચા આજાઇતિશ્ચા, યે દએનાંમ્ વૉહૂ સારશ્તા મનંગ્હ્હા; આર્મતોઇશ કસ્ચીત્ અષા હુજૅન્તુશ, તાઇશ્ચા વીસ્પાઇશ થવહ્મી ક્ષથ્રોઇ અહુરા.

અર્થ—અય અહુરમજ્દ! જે કોઇ શખ્શ આએ માજ્દયસની જરથોશ્તી દીનને નેક મનશ્નીથી શ્રેષ્ઠ ગણે છે, યાને ખરા એતેકાદથી માને છે, અને દુશમનોના હુમલાથી બચાવીને બુલંદ દરજ્જો આપે છે તે પોતે આબાદી વધારનાર ગણાય છે. (ય૦ હા૦ ૪૯, ફ૦ ૫. કૃત એ૦ કા૦ એ૦ કાંગા.)

---

પ્રિય વાંચક તમો સમક્ષ આ કદીમ તરીકત પ્રમાણે પાવ મહેલને લગતી ક્રિયાઓ, અને બાજધરણાનું તથા નિરંગસ્તાન નામનુ પુસ્તક રજુ કરૂં તે આગમજ ખુલાસાના બે બોલ લખવાની અત્રે જરૂર ધારૂં છું.

આ પુસ્તક અમારા કદમી પંથના અથોરનાન સભ્યોની સુચનાને માન આપી પ્રગટ કર્યું છે.

ઇરાન મધ્યે યઝદેજર્દ શેહરયારની પારસી શેહનશાહત ખતમ થવા પછી જરથોશ્તી ધર્મની સાચવણી માટે જરથોશ્તી ટોળો અત્રે હિન્દુસ્તાન મધ્યે આવી વસ્યો, અને લાંબા કાળના વસ્વાટ દરમ્યાન તેમનાં ધર્મ-ગુરૂઓ પાંચ જુદી જુદી સરહદના પાંચ પંથનાં ધર્મરાજ ગુરૂ તરીકે છુટા પડયા ત્યાંસુધી કદીમી પંથ હસ્તિમાં આવ્યો નહોતો એ વાત નિસંસય છે.

છતાં તે કાંઇ સુરત મધ્યે જરથોશ્તી કોમમાં નવોજ ટોળો ઉભો કીધો હતો એવું કાંઇ નથી, ઇ. સ. ૧૭૨૧ માં ઇરાનથી દસ્તુર જામાસ્પ વેલાતી સુરત ખાતે આવ્યો હતો ત્યારે તેણે ઇરાન અને હિન્દુસ્તાનનાં રોજ માહ વચ્ચે ફરક જોયો, અને હિન્દુસ્તાનનો રોજ માહ ભુલ ભર્યો માલૂમ પડયો હતો તે માટે ત્યાંના જરથોશ્તીઓનું ધ્યાન ખેંચી કદીમ માહ, ભણવાનું સુચવ્યું હતું, પણ તે વખતે તુરતાતુરત એ સુચના ત્યાંના જરથોશ્તીઓને માફક આવી હતી નહી, પણ પાછળથી એ ભુલ વાસ્તવિક માલુમ પડવાથી ઇ. સ. ૧૭૪૫ માં સુરત ખાતે કેટલાક જરથોશ્તીઓ

એકત્ર થઇ દસ્તુર દારાબ સોરાબ કુમાના, અને દસ્તુર કાવુશ ફરેદુન મુનજમની આગેવાની હેઠળ કદમી રોજ માહ ભણવાની શુરૂઆત કીધી.

હવે આ હસ્તિમાં આવેલા નવા પંથને કદીમ સંજ્ઞા મળવાનું કારણ આ છે કે આપણા જરથોશ્તી ફિરકામા ઇરાન મધ્યે પારસી શેહનશાહતના જમાનામાં ૨) પ્રકારના વર્ષો ચાલતાં હતા; એક દીનઆઇનનું, અને બીજું મેહસુલી સુલતાની. દીનઆઇનના વર્ષને "હુશમોરદી," અને મેહસુલી સુલતાની વર્ષને "વહીજકી" કરી કેહતા હતા. "વહીજકી" વર્ષ કસરવાળું હતું, જ્યારે "હુશમોરદી" વર્ષ ૩૬૫ દહાડાનું બેકસર ગણીતનું હતું.

દીનકર્દના ૩ જા, વોલ્યુમમાં 'હુશમોરદી' વર્ષ માટે લખે છે કે,:— "હુશમોરદી" વર્ષ તે છે કે દીનઆઇનને માટે મુકરર કીધું છે, કે જે વર્ષમાં નવરોઝ મેહરગાંન અને બીજા જશ્નોના હન્ગામો આવે છે, આ વર્ષ રૂઝે અવ્વલ યાને પેશદાદીઆન અથવા આગલા કદીમ લોકના જમાનાથી ચાલુ છે, અને તે કયાનીઓએ માન્ય રાખ્યું છે. તે તેની જગ્યાએથી કદી ખસેડવું નહિ, યાને તેમાં કસર ઉમેરવી નહિ, કારણ કે તેમ કીધાથી જશનોનાં હીંગામો તેની જગ્યાએથી ખસી જાય છે અને તેનો મહિમા ઓછો થાય છે.

જ્યારે ફસલી મેહસુલી વર્ષ જે ફસલો સાથે સંબંધ ધરાવે છે, તેમા વર્ષની આખેરની બાકી રહેલી કસર જે ૧૨૦) વર્ષે ૧) મહિનાની થાય છે, તે ઘટટે વખતે ઉમેરવી કે જેમ કીધાથી ફસલો બર વખતે આવે.

આ ઉપરથી જણાશે કે પારસી શેહનશાહતનાં જમાનામાં ૨) પ્રકારનાં વર્ષો ચાલતાં હતાં, ત્યારે તેનાં પંચાંગોમાં એ બેઉ વર્ષના મહિનાઓમાં ગુચવણ નહીં આવે તેની ઓળખ માટે દીનઆઇનના મહિના માટે "કદીમ-માહ," અને ફસલી વર્ષના મહિના માટે "ફસલી માહ"ની ઓળખ આપતા હતા, અને એજ આધારે સુરત ખાતે ખરો દીનઆ-ઇનનો રોજમાહ પઢનારાઓને "કદમી" અથવા કદમી પંથના સંજ્ઞા મળી છે તે વાસ્તવિક છે. જ્યારે હિન્દુસ્તાનનો કદમી પંથ ઇરાનના અસલ પંથ સાથે પાછો જોડાયો ત્યારે હિન્દુસ્તાનના કદમી પંથથી છુટો પડેલો પંથ પોતાને રસમી પંથના યાને હિન્દુસ્તાનમાં ધારણ અને આમેજ કીધેલી રસમ પ્રમાણે ચાલનારા અથવા-શેહરસહી-પંથના કહેવાવા લાગ્યા. પારસી શેહનશાહત ખતમ થયા પછી ઇરાનના કદીમ તરીકતના પંથથી છુટો પડેલો ટોળો તે હાલનો શેહનશાહી અથવા રસમી ટોળો કહેવાય છે.

હિન્દુસ્તાનના મોબેદો પાંચ પંથકમાં વહેંચાયા પછી ક્રિયા તરીકત સૌ સૌની મરજી મવાફેક હેરફેર કરવા લાગ્યા; અને સુર-

તનાં કદમી પંથમા તો પ્રથમ માત્ર ૧) મહિનાની ભૂલનો સુધારો કીધો હતો તેજ, અને ક્રિયાઓ તો જે ચાલુ હતી તેવીજ રાખી હતી, અને હજુન પણ તેવીજ રીતે કદમી શેહનશાહી ભેળસેળના તરીકાવાલી ક્રિયાઓ ચાલે છે, તેનો એક દાખલો કદમી આતશબેહરામની બોય દેવાની ક્રિયાનો મૂખ્ય પુરો પાડે છે.

જ્યારે મુંબઇમાં, ઇરાનથી કદમી તરીકતનું સાહિત્ય, દસ્તુર મુલ્લાં ફિરોઝજી ઇરાનથી લાવ્યા હતા, તે પ્રમાણે ક્રિયા તરીકત ચાલે છે; છતાં કદમીઓના દરેક સ્થળે ક્રિયા તરીકતમાં કાંઇ ને કાંઇ હેરફેર રીતી ચાલે છે, આવા પ્રસંગે આ એક કદમી તરીકતને લગતું, પુસ્તક કદીમ સિદ્ધાંત અને સત્તા સાથે રચવામાં કોશેશ કરવામાં આવી છે.

આ પુસ્તકમાં કેટલીક એવી તરીકતો આવેલી છે, જે હાલે ચાલુ પ્રચારમાં નહિ હોવાથી કેટલાક સાહેબોને તે અજાયબી કે હુમબગ ભરેલી લાગે, પણ તેમ કરવાની કશી જરૂર નથી. કારણ આ પુસ્તકના લેખક કોઇને તે પ્રમાણે ચાલવાને તેમજ કરવાને ફરજથી દબાણ કરતા નથી. તે દરેકની અક્કલને મુનસફી ઉપર પાળવા છોડે છે.

આ સાથે જોડેલી નિરંગસ્તાન યાને એજમતી નિરંગોનો સંગ્રહ સમાવવામાં આવ્યો છે, તેનો ખુલાસો એ નિરંગસ્તાનમા કરવામાં આવ્યો છે તે વાંચી વાકેફ થવું.

આ પુસ્તક રચવામાં અન્ય જે જે પુસ્તકો ચોપાન્યાં અને વર્તમાનપત્રોનો આધાર લીધો છે તે તે સર્વ કર્તાઓ જેઓ હૈયાત અને જેઓ મરહુમ થયા છે તેઓનો તથા આ પુસ્તક મી૦ હોશંગ તેહમુરસ્પ અંકલેસરીઆએ પોતાના પ્રેસમાં મેહનત લઇ વખતસર છાપી આપ્યું છે તેઓનો તથા આ પુસ્તકના આગમજથી માનવંત ગ્રાહકો થઇ આસરો આપ્યો છે તેઓ સર્વેનો ઉપકાર માનું છું.

છેવટે જણાવવું આ કે આ પુસ્તકના લેખક કોઇ વીદવાન ફીલસુફ કે અચુક હોવાનો દાવો કરતા નથી, કે આ પુસ્તકમા ભુલ રહેવા નહિ પામી હોય. પણ વાંચનાર સાહેબને જ્યાં ભુલ જણાય તે માટે આ લેખકનું ભવિષ્યના સુધારા માટે ધ્યાન ખેંચવાની મેહરબાની કરવી.

લા૦ કર્તા.



**આ "કદીમ તરીકત મુજબના પાવમહેલને લગતી ક્રિયાઓ અને બાજધરણાંનાં પુસ્તક" રચવામાં નીચલાં પુસ્તકોનો આધાર લીધો છે.**



૧. બાજધરણું કૃત એરવદ દીનશા એ. કરકરયા
૨. વંદીદાદ હાર્લેનો ગુજરાતી તરજુમો કૃત એ૦ મહેરજીભાઇ પા૦ માદન.
૩. વંદીદાદનો ગુજરાતી તરજુમો. એ૦ કાવસજી એદલજી કાંગા..
૪. વંદીદાદનો ગુજરાતી તરજુમો કૃત દસ્તુર ફરામજી રબાડીના.
૫. ખુર્દેહ અવસ્તા બામાએની કૃત એ૦ કાવશજી એદલજી કાંગા.
૬. ૭૮ સવાલની રેવાયત.
૭. જરથોસ્તી ધર્મ ઉપરની વાએજ કૃત સમશુલ ઓલમા સરદાર ખાનબહાદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશાના સી. આઇ. ઇ., પીએચ. ડી.
૮. 'યજશ્ને બા નીરંગ' કૃત દસ્તુર દીનશાજી જીવણજી ગરડા. જે. પી.
૯. જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉર્વાનની હાલત કૃત મી૦ બેરામશા ન૦ શરાફ.
૧૦. 'સદ્દરે બેહરે તવીલ'નો ગુજરાતી તરજુમો કૃત દસ્તુર ડો. જામાસ્પજી મીનોચહેરજી જામાસ્પ આશાના.
૧૧. જરતોશ્તી સાહિત્ય કૃત દસ્તુર ખુરશેદજી એરચજી પાવરી.
૧૨. ખુલાશએ આફ્રીન્ગાન કૃત દસ્તુર સોરાબજી જમશેદજી કુકાદારૂ.
૧૩. પારસી પ્રકાશ વોલ્યૂમ ૧ લું કૃત ખાનબહાદુર બમનજી બેહરામજી પટેલ.
૧૪. જરથોસ્તી ધર્મ વિષે ભાષણો કૃત શમ્સુલ ઑલમા ડૉ૦ સર જીવણજી જમશેદજી મોદી બી. એ., પીએચ. ડી., સી. આઇ. ઇ.
૧૫. યજશ્ને બા નીરંગ (ઝંદ હરૂફમા) કૃત મુબદ નામદાર શેહરીઆર ઇરાણી.
૧૬. રેવાયતે દસ્તુર દારાબ હોરમઝદયાર કૃત એરવદ જામાસ્પજી સો૦ દસ્તુર મેહરજીરાણા.
૧૭. રિસ્તીસ્તાન કૃત એ૦ શહેરયારજી દાદાભાઇ ભરૂચા.
૧૮. અવસ્તાના વિષેશ નામોની ફરહંગ શમ્સુલ ઑલમા ડૉ૦ સર જીવણજી જ. મોદી બી. એ., પીએચ. ડી., સી. આઇ. ઇ.
૧૯. ચેરાગ પુસ્તક ૧૭ કૃત મી૦ નશરવાનજી ફરામજી બીલ્લીમોરયા.

૨૦. સમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ જરથોશ્તી અનજુમનના નવા આતશ વિષે કાઢેલા ચોપાન્યાનો રદ જવાબ, કૃત દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પ આશાના.
૨૧. અવીઝેહ દીની કૃત દસ્તુર મુલ્લાફિરોઝ બીન કાઉશ.
૨૨. રેસાલાએ ખુરશેદ કૃત દસ્તુર ખુરશેદજી એરચજી પાવરી.
૨૩. પએવન્દનામે ઇરાની-જરતોશ્તી. કૃ. મે-ખુ-બે. કા. દસ્તુરના
૨૪. તફ્સીરે ગાહ ગાસાની કૃત સમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા.
૨૫. બુનદેહશને કૃત ડૉ૦ સર જીવણજી જમશેદજી મોદી, બી. એ., પીએચ. ડી. સી. આઇ. ઇ.
૨૬. આઇને દીને જરથોશ્તી કૃત મોબેદ મેહરગાન મોબેદ શ્યાવક્ષ.
૨૭. સાંજ વર્તમાન, જામે જમશેદ, જામે જેહાનુમા, ચેરાગે-હિન્દ.
૨૮. દાદેસ્તાને દીની, કૃત એરવદો શેહરયારજી દા. ભરૂચા અને તેહમુરસ્પ દી. અંકલેશ્વરયા.
૨૯. આદર-ખુરેહ, કૃત દસ્તૂર રૂસ્તમજી કેકોબાદ-મુલ્લાફિરોઝ.



# સાંકળીઉં.



## પાવ મેહલને લગતી ક્રિયાઓ.

# નિરંગસ્તાન.

# બરૅશ્નૂમ આપવાની ક્રિયા.



બરૅશ્નૂમની ક્રિયાની વિગત જાણવા આગમજ આપણે અત્રે બરૅશ્નૂમ અને તેની મહત્વતા વિષે મળી આવતો ખુલાસો જાણવાની કોશેશ કરીશું, કે જેથી બરૅશ્નૂમ લેવાની જરૂરત અને તેના ફાયદા શું શું છે, તે ઝટ તેહકીક થાય. આથી આપણામાં નવરાત્રીનું જે બરૅશ્નૂમ આપવામાં આવે છે તે બરૅશ્નૂમ-શબ્દનો ભાવાર્થ અને રહસ્ય નીચે પ્રમાણે છે.

## "બરૅશ્નૂમ શબ્દનું રહસ્ય."

બરૅશ્નૂમ શબ્દ અવસ્તા ભાષાના "બૅરૅશ્નુ" ઉપરથી નીકળ્યો છે. એને અર્થ બુલંદી યા ઉંચી ટોચ (Exaltation; attaining to height) થાય છે. સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે, એ બોલ વંદીદાદની ૯ મી પરગરદના ૧૫ ફકરા ઉપરથી લેવાયો છે, જ્યાં રીમન થયલા શખ્સને નાહતી વખતે "છેક ઉંચેથી માથા ઉપર" પાણી છાંટવાં માટે કહ્યું છે, અને "બરૅશ્નૂમ હે વધધનેમ્" યાને તેનાં માંથાની ટોચ ઉપરથી એવા શબ્દો ત્યાં મળે છે. તેથી આખી ક્રિયાનું નામ "બરૅશ્નૂમ" પડયું હોય, પણ આપણો સામાન્ય બોલ તો ન્હાન (સ્નાન) છે, જે પવિત્ર કરનાર ગોશલ (Purifictory bath)ની મતલબથી વપરાય છે. માટે ટુંકમાં એમ કહી શકાય કે, "આખા શરીરને છેક ઉંચેથી નીચે સુધી પવિત્ર કરનારી ક્રિયા" ને "બરૅશ્નૂમ" નાં નામથી ઓળખવી.

## બરૅશ્નૂમ લેવાની-મતલબ.

આપણી હાલની બરૅશ્નૂમ લેવાની રૂઢીની ખાસ મકસદ શી હશે, તે આપણે પહેલે નોંધી શકયે. (૧) એકાંતવાસ; દુન્યવી રોકાણો બલકે રોજની જરૂરી વસ્તુઓનો ત્યાગ કરી મનને તદ્દન એલાહેદી જગ્યા ઉપર સ્થિર કરવા કોશેશ કરવી.

(૨) શરીરને એવી રીતે સાફ કરવું, કે તે મનના કાબુ તળે આવે, અને તન તથા મન બન્ને એકજ તાકાતથી સમાધાન (harmonious) બને.

(૩) મનને કોઇ ઉંચી ક્રિયા કરવા માટે ૧૦) દિવસ આગમજથી તૈયાર બનાવવું; યાને જે ઉંચુ કામ કરી બતાવવાનું છે તે માટેની પુરતી મનશકિત (ઇચ્છા, વિચાર, ઇ૦) મગજમાં ભરી રાખી તેને ધ્યાન (meditation) થી ખીલવી એવી મજબૂત બનાવવી કે ગોયા વિજળીની ભરી રાખેલી બેટરી (accumulator) માફક, તે જોરાવર મનના પ્રવાહથી ક્રિયાને કારગર બનાવે.

(૪) નીતિમાન લાગણીની ખિલવણી કરવી, યાને મનને એવી હાલતમાં રાખવું; કે ઉંઘમાં વટીક દુષ્ટ સ્વપ્નાથી હવસ યા "શારિરીક મસ્તી" જાહેર થાય નહિ. ઉંઘમાં વટીક એવો વિચાર આવે, એ "શેતાની રમત" (શેતાની બાજી) કહેવાય છે. આવી રમત બતાવે છે કે તે માણસના છેક સુક્ષ્મ યા એસ્ત્રલ શરીરમાં એવી કેટલીક લાગણીઓ છુપાઇ છે, કે જે ખાકી મજાહો તરફ ખેંચાશે તેથી જ્યાં સુધી આપણી લાગણી ઉપરનો કાબુ (Control of feeling or emotions) એબી બરૅશ્નૂમની એક ખાસ મકસદ ગણાય છે.

ટુંકમાં બરૅશ્નૂમની રૂહી તેના સખ્ત નિયમો સાથે એક સ્કુલ જેવી છે, જ્યાં પવિત્ર મન ધારણ કરવાની તરતીબો અપાય છે, અને તેની છેવટની મકસદ એ હોય છે કે આવી તૈયારી પછી થતી ક્રિયાઓ બહુ કારગર લાગે યા કાર્યસાધક થઇ પડે, તેમજ મન દુન્યવી ખ્યાલો જુસ્સાઓમાં લપેટાયલું હોય તો તેમાંથી જુદું પડી ખુદા તરફ પાછું સિધ્ધું બને યાને પતેત કરે. (ચેરાગ પુ૦ ૧૭ મું).

## "બરૅશ્નૂમગાહનો વિસ્તાર; અને બરૅશ્નૂમગાહ આબાદીથી કેટલી દુર હોવી જોઇએ."

બરૅશ્નુમગાહ—નહાન લેવાની જગ્યા. વિસ્તારમાં કેટલી અને આબાદીથી કેટલી છેટે હોવી જોઇએ, એ માટે વંદીદાદનું ફર્માન આપણને નીચે પ્રમાણે મળે છે, ત્યાં કહે છે કે:—

"નવ વી બાજવ દ્રાજો કેમચિત્ પઇતિ ચથ્રુષનાંમ"

યાને ચેહારો તરફથી નવ બાજુ લાંબી—પહોળી એકસરખી હોવી જોઇએ, (વં. પર. ૯, ફ. ૨). કે જ્યાં ઝાડપાન, પાણી ન હોય, જે પવિત્ર અને સુકી હોય, અને જે પશુ, ઢોરો, આતશ, પાણી, અને બાંધેલી બરૅસ્મથી ૩૦) કદમ, તથા અશોઇમર્દથી ૩) કદમ, દૂર હોવી જોઇએ. (વંદી. પર. ૯, ફ. ૪-૫).

## બરૅષ્નૂમગાહમાં નવ ખાડા કેટલી ઉંડાઇનાં વિસ્તારમાં ખોદવા.

બરૅષ્નૂમ-ગાહમાં એક જરતોશ્તી ઇસમને બરૅષ્નૂમ આપવા માટે, નવ જુદા જુદા ખાડા શિયાળા અને ગર્મીની ઋતુ મૂજબ અનુક્રમે ૪) અને ૨) આંગળ ઉંડા ખોદવા, આગળા વખતના કાયદા મૂજબ ગર્મીની ઋતુમાં ખાડાની ઉંડાઇ ૨) આંગળ, અને શર્દીની ઋતુમાં ૪) આંગળ હોવી જોઇએ. વંદી. પર. ૯, ફ. ૬ માં એની મતલબ સમજાવતાં એરવદ રબાડીનાં પુસ્તકમાં લખે છે કે "ઇરાનમાં ચેહાર ઋતુ હતી, પણ અહિં માત્ર બેજ જણાવી છે, જેથી રપિથ્વીન અને બીજી હાવનવાળા વર્ષના બે વિભાગો લેવા (યાને ફરવર્દીન માસથી આવાં માસ સુધીની શરૂઆત સુધી એક, અને આવાંથી ગાથાના દિવસોની આખેરી સુધીનો બીજો ભાગ). એ બે જુદા જુદા હિંગામમાં જમીનપર રેડાતો નીરંગ સુકાતા જુદો વખત લાગે છે; યાને શર્દીમાં તે નીરંગને સુકાતા વધુ વખત લાગે તેથી વધારે ઉંડો ખાડો ખોદવા કહ્યું છે, પણ આપણી તરફ શિયાળો શુરૂ થતાં ન્હાન આપવાનું કામ બંધ પડે છે, જો કે તે બાબે ખાસ બંધી ધર્મમાં નથી; છતાં એવું માનીને બંધ કરવામાં આવે છે કે, "ન્હાન લેનાર" ના શરીર ઉપર પાણી ટપકે તેનો સંભવ છે, અને તેથી તેને પાણીથી દૂર રેહવાનો હુકમ કદાચ તોડવો પડે. (ચેરાગ પુ૦ ૧૭).

ત્યારે વાસ્તવિક રીતે આખા વર્ષમાં કોઇબી મોસમમાં, સૂર્યના તડકામાં, અને વરસાદ અને ભીનાશની ગેરહાજરીમાં ન્હાન લઇ શકાય એ ધર્મનાં ફર્માન પ્રમાણે સાબેત ઠરે છે.

## "આવા નવ ખાડા વચ્ચે એક બીજાથી કેટલા દૂર હોવા જોઇએ."

સર્વ મળીને નવ ખાડામાં પ્રથમ ૬) માં દરેક ખાડાની વચ્ચે એક કદમને તફાવતે યાને પગના ૩) તળીઆંને તફાવતે હોવા જોઇએ, અને છેવટના ત્રણ ખાડા, પહેલા છ ખાડામાંના છઠ્ઠાથી નવ પગલાંને તફાવતે યાને ત્રણ કદમની લંબાઇએ જોઇએ. (વંદી. પર. ૯, ફ. ૮-૯-૧૦.)

આ નવ ખાડામાંના પ્રથમ ૬) ખાડા નીરંગનાં હોય છે, અને ત્રણ પાણીના, અને નીરંગ અને પાણીના ખાડાઓની વચ્ચે રેતી યા ખાક શરીરે ચોપડવા માટેની જગ્યા હોય. છે. ટુંકામાં પહેલા ૬) ખાડામાં દર બે ખાડા વચ્ચે ત્રણ ત્રણ ફીટનો તફાવત અને છઠા તથા સાતમા

ખાડા વચ્ચે નવ ફીટ પછી સાતમા, આઠમા, નવમા એ દરેકની વચ્ચે ત્રણ ફીટને તફાવતે ખોદવા.

## "કશ ખેંચવાની ક્રિયા અને તેની ખુબી."

એ "કશ" દિવસની વખતે ખેંચવા, અને તે ધાતુની અણી (તલવાર–છરી ઇ૦) સિવાય બીજી કોઇ વસ્તુથી નહિ ખેંચી શકાય.

"કશ" ખેંચવાના ફાયદા વિષે ખોર્દાદ યશ્તમાં દાદાર અહુરમજદ કહે છે કે: "અગરજો મારી માંથ્રવાણી અને અવસ્તાવાણી બુલંદ અવાજે બોલવામાં આવે, યાદ કરવામાં આવે, ભણવામાં આવે, અથવા ભણતાં "કશ" ખેંચે તો તે શખ્સના શરીરનો બચાવ થાય છે. ( ખોર્દાદ યશ્ત, એર્વદ કા૦ એ૦ કાંગા કૃત ખોરદેહ અવસ્તા બા માએની ).

યાને નશુસ દેવ તે રીમન થયલા શખ્સ ઉપરથી નિકળીને પાવી બાહેર ઉભેલાઓ ઉપર ઉડે નહિ. પ્રથમમાં નશુસનું જોર ઘણું પ્રબળ હોવાથી રીમનને બેસવાની જગ્યા આસપાસ નવ કશ ખેંચી–નસુશને ગોયા મજબૂત બંધ કરવામાં આવે છે, અને ત્યારબાદ ક્રિયાઓ થતાં તેનું જોશ કમી થતું જાય છે.

આ કશ ખેંચવા આગમજ, પ્રથમ બરૅશ્નુમ ગાહમાં યોઝદાથ્રેગર ખુબનો અમલદાર ન્હાન દેવાનો પવિત્ર આલાત લઇ જાય, જેમ કે પીવાનો નીરંગદીન, જે પવિત્ર ભસ્મ નાંખી તૈયાર કીધેલો, અને શરીરે લગાડવાનો નીરંગદીન, (દસ્ત–શુ=હાથ ધોવાનો). નીરંગદીન કરતી વખતે વંદીદાદથી ઇજેલા પવિત્ર "આવ", ચમચો બાંધેલી નવગ્રેહ, ૧), (નવ–ગાંઠવાળી લાકડી એનાથી નવ ગાંઠ સુધી રીમની પુગી શકતી નથી, અશો જરથોસ્ત પેગમ્બર સાહેબના હાથમાં જે લાકડી છે તે નવ–ગ્રેહ છે.) લોઢાનો કાપલો બાંધેલી મ્હોટી નવગ્રેહ ૧), ચોખ્ખાં પાણીનું કાહારણું ૧), ચોખ્ખા પાણીનો કળશ્યો ૧), કુલીયાં ૨), નહાન્યાના ધોએલાં કપડાં વિગેરે.

આમા પ્રથમ કુલીઆ ૨) ચોખ્ખાં કરી પાવ કરી ખુશ્ક કરવાં, અને કાહારણું તથા ચોખ્ખાં પાણીનો કળશ્યો પાવ, વાધી મુજબ કરવો. એક કુલીઆમાં પીવાનો ભસ્મવાલો નીરંગદીન કાઢવો, અને બીજા કુલીઆમાં ભસ્મ વગર ઇજેલો નીરંગ–શરીરે ચોપડવાનો કાઢવો, નીરંગદીન વખતે વંદીદાદ ઇજેલો–પાવ–"આવ"નાં કતરા પાણીના કાહારણામાં–કળશ્યામાં અને ચોખ્ખાં કપડાં ઉપર થોડાંએક રેડવા. આટલું તૈયાર કીધા પછી પેલી મ્હોટી ખુબના ધણી બરૅશ્નૂમ દેનાર મોબેદ

# બર્બનૂમ ગાહનો નકશો.



બરૅશ્નૂમ ગાહની જગ્યાએ આવી, ખીલા બાંધેલી મ્હોટી નવગ્રેહ જમણાં હાથમાં પકડે, અને ચમચો બાંધેલી ન્હાની નવગ્રેહ ડાહબા હાથમાં પકડે, અને જ્યાં ૧૧) પાહડયાં ત્રણ ત્રણના, અને ૧૦) પાહડયાં પાંચ પાંચનાં પથ્થરનાં ગોઠવ્યાં છે ત્યાં આવીને પૂર્વ ભણી મ્હોડું કરી, પહેલાં ત્રણ પાહડયાં આગળ મ્હોટી નવગ્રેહનો ખીલો મુકી પઢે.

"ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ્ વોહૂ (૧) યથા અહૂ વઇર્યો (૫) અષેમ્ વોહૂ (૩) ફ્રવરાને મઝ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુરત્કએશો [1](જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુમાંથ્રહે દરષિ-દ્રઑષ આહૂઇર્યેહે ક્ષ્નઑથ્ર ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ ફ્રઑાત્ અહુનેમ્ વઇરીમ્ તનુમ્ પાઇતિ, (૩ વાર) યથા અહૂ વઇર્યો (૧) કેમના મઝ્દા...ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

(બાજમાં) બ-દસ્તુરીએ દાદાર અહુરમજદ, બ-દસ્તુરીએ અમેશાસ્પંદાંન, બ-દસ્તુરીએ સરોષઅષોએ ફીરોઝગર, બ-દસ્તુરીએ જરાતોશ્ત્ર સ્પૅન્તમાન, બ-દસ્તુરીએ આદરબાદ મહેરેસ્પન્દ, બ-દસ્તુરીએ ચિથ્રમાંન્ વિસ્તાસ્પાંન્, બ-દસ્તુરીએ પેશોતન વિસ્તાસ્પાંન્, બ-દસ્તુરીએ હમા દસ્તુરાંને[2] ઇન જમાંન્.

બ-દેહે મુબદે શાહ ગુશ્તાસ્પ, બ-દેહે મુબદે શાહ કય ખુસ્રવ; બ-દેહે મુબદે શાહ અર્દશીર, બ-દેહે મુબદે શાહ યઝદગર્દ શેહરયાર, બ-દેહે મુબદે હમા દેહે મુબદાને[3] ઇન જમાન.

બ-ક્ષ્નૂદીએ દાદાર અહુરમજદ રાયોમન્દ ખોરહેમન્દ, બ-ક્ષ્નૂદીએ દીન પાક યઝદાંન બ-ક્ષ્નૂદીએ રવાને અશોયશ્તે ફ્રહુરેવરે જરાતોશ્ત્ર સ્પૅન્તમાન બ-ક્ષ્નૂદીએ અના હમા અમેશાસ્પન્દાન ફિરોઝગર.

બ-ક્ષ્નૂદીએ રોજ (ફલાન), માહે (ફલાન), ગાહે (ફલાન) વ ઝે સરોષ અજ બેહશ્ત રવાને (ફલાન બીન ફલાન) બેરસાદ.

એ પછી બરૅશ્નૂમ ગાહની ઉત્તરથી દક્ષિણ ભણી (૧) કશ, યથા અહૂ વઇર્યો (૧) ભણતાં ખેંચવો.

---

૧. ન્હાન હાવન અને ઉજયેરીન ગેહમાં દેવામાં આવે છે.

૨-૩, બરૅશ્નુમનની દસ્તુરી ભણતાં જયાં જેઓ તે વખતના આગેવાન દસ્તુર મોબેદ અધિકારી હોય તેનાં નામ દેવાં.

૨ જો કશ, દક્ષિણથી પશ્ચિમ ભણી ખેંચતાં (૧) **યથા અહી** **વઈર્યો** ભણવો.

૩ જો કશ, પશ્ચિમથી પૂર્વ ભણી ખેંચતાં (૧) **યથા અહી** **વઈર્યો** ભણવો, અને

૪ થો કશ, પૂર્વથી ઉત્તર ભણી ખેંચતાં (૧) **યથા અહી** **વઈર્યો** ભણવો.

એ પ્રમાણે ચેહારે દિશાના ચેહાર કશ, (૪) **યથા અહી વઈર્યો** ભણતાં ખેંચી રહ્યા પછી, પેહલાં ત્રણ પથ્થર મુકીને પાંચ પાંચના ત્રણ પાહડીઆંની આસપાસ ત્રણ કશ, (૩) **યથા અહી વઈર્યો** ભણતાં ખેંચવા, અને તેની સાથેજ તેને લગતાં બીજા પાંચ પાંચના ત્રણ પાહડીઆંના કશ, **યથા અહી વઈર્યો** (૩) ભણતા ખેંચવા.

એ પછીના-૩જી વાર ત્રણ પાંચ પાંચના પાહડીઆ સાથે લઇ ત્રણ કશ, (૩) **યથા અહી વઈર્યો** ભણતાં ખેંચવા, અને

બન્ને બાજુનાં ત્રણ-ત્રણ-પાંચના પહાડીઆં[1] મૂકી દઈને, વચલાં ત્રણ-પાંચ-પાંચનાં પાહડીઆની આસપાસ ત્રણ કશ, (૩) **યથા અહી** **વઈર્યો** ભણતાં-ખેંચવા.

એ પ્રમાણે ૧૨) કશ ખેંચી રહ્યા પછી બાજ મૂકવી. યથા અહી વઈર્યો (૨) યસ્નેમચ-અહ્યાઇ-રએશ્ચ, હુજ્ઘરેમ, જસ-મે અવંઘહે મજ્દ્, તમામ પઢી અષેમ્ વોહી (૧)-પઢે.

એ પછી બરેસ્નુમ લેનાર (મોબદ) ઉત્તર દિશા તરફથી બરેસ્નૂમ-ગાહમાં દાખલ થઈ "**દનઓથ અહુરહે મજદાઓ અષેમ વોહી,** (૧) ભણી **શરીર ઉપરના કપડાં ઉતારીને કશ કરે,** અને (૧) લા પાંચના પાહડીઆ ઉપર આવી બેસે, અને ડાહબા હાથ માંથાં ઉપર મૂકીને જમણે હાથે નિરંગનું ફુલિઉં પકડી નીચે મૂજબ બાજ ધરે.

---

૧. "હિંદુસ્થાનમાં ખાડાઓને બદલે પથ્થરનાં ઢગ હોય છે; તેમાં એકવાર ત્રણ પથ્થરનો ઢગલો, અને તે પછી પાંચ પથ્થર, પાછા ત્રણ, પાછા પાંચ, એમ હોય છે. આ "પાહડીઆં" પહેલવીમાં કણુલાવલાં છે, તેની મકસદ એ હતી કે ખાડાની અન્દર રેતી પાંથરવા કરેલી હોવાથી પથ્થર મુકી ઉંચો ઢગ કરવાથી ગોયા વધારે ઉંડાઇ મેળવી શકાય. ત્રણ પથ્થરવાલો ઢગલો લગભગ કુદી જવામાં આવે છે. પાંચ પથ્થરનો ઢગ કામમાં આવે છે, અને તેજ અસલના "ખાડા"ની ગરજ સારે છે."

બનામે યજદ્ બક્ષાયન્દેહ બક્ષાયશગર મહેરબાન, ક્ષ્નઓથ્ર અહુ-રહે મજદાઓ. અષેમ્ વોહી (૧).

ઇથા[1] આત્ યજમઇદે અહુરૅમ મજદામ યેગાંમચા અષેમચા દાત્ અપસ્ચા દાત્ ઉર્વરાઓસ્ચા વંઘહુઇશ દ્ઓરચાઓસ્ચા, દાત્ બૂમીમચા વીસ્પાચા વોહી (૩).

☞ (બાજમાં) ઇન્ ખુરમ, ક્નપાકીએતન, યઓઝદાથ્રઇએ રવાંનરાં હુમત, હીખ્ત, હુવર્શત, હુ મનશ્ને, હુ ગવશ્ને, હુ કુનશ્ને, ઇન ક્ષ્નુમઇને તન ઇ મન પાક.

બજાદહે અષો રવાને (ફલાન બેન ફલાન બેરસાદ). (અગર જીન્દે રવાનનું હોય તો) બદુશારમે અષો ઝીન્દેહ રવાને (ફલાન બેન ફલાન બેરસાદ). પછી[2] નીરંગ પીએ, (૩) મરતબે પઢે અને બાજ નીચે મુજબ મુકવી.

અષેમ્ વોહુ (૪) યથા અહૂ વઇર્યો (૨) અષેમ્ વોહુ (૧) અહ્માઇ રએશ્ચ–હુજંઘરેમ–જસ મે–અવંઘહે મજદ અષેમ્ વોહુ (૧)

પછી બરેશ્નુમ દેનાર મોબેદ ચમચો બાંધેલી ન્હાનો નવગ્રેહ જમણા હાથમાં પકડે, અને મ્હોટી નવગ્રેહ ડાહબા હાથમાં પકડી

---

૧ બાજી મોબેદો વડી બાજ નીચે મુજબ ધરે છે.

મસ્ વ વેહ્ વ ફીરોઝગર્ બાદ મિનોઇએ દાદાર અહૂરમઝૂદ રાયોમન્દે ખરોહમંદ, ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહી (૩). ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર તકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ, અહુરહે મજદાઓ–રએવતો–ખરેનંઘહતો ક્ષ્નઓથ્ર–ય૦–વ૦ ક્ષ૦ ફ૦ યથા અહૂ વઇર્યો જ્ઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાતચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓતૂ. અહુરૅમ મજદાંમ્ રએવન્તૅમ ખરેનંઘહુતૅમ યજમઇદ. અમેષસ્પેન્તે દએન માજદયસ્ન,...યાતુમનહે જસઇતિ, ઇથા આત યજમઇદે...વીસ્પાચા વોહી (૩) ઇન ખુરમ...

(જુઓ ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૪૬ મો.)

૨. નીરંગના કતરા, કેટલીક જગ્યાના મુબદાન એકવાર એકજ કતરો પીએ છે, જ્યારે કેટલીક જગ્યાના મોબેદો (૩) વાર પીએ છે, ત્યારે ખરૂં ફર્માન કયું? એકવાર કે ત્રણવાર પીવાનું?

અસલ ફર્માન અને રૂઢી, નીરંગના કતરા (૩)–ત્રણ તબકકે પીવા માટે પેહલવી વજરકર્દ દીનીમાં મળે છે, ત્યાં કહે છે કેઃ—

"દેનમન "ખોરૂન" વરતમુનતાનો સે શામાનો સે–બાર હમચુનક મીનો રોગન અમતશ ખોરૂનચ કરીતુનીએન અર્ધ વોહૂમન અમશાસ્પન્દાનો

નવગ્રેહનું પએવન્દ કરે, અને અરેશ્નુમ લેનાર સગ સાથે પકડી પોતાનો જમણો હાથ પોતાના માથા ઉપર મુકે, અને અર્શ્નુમ દેનાર ચમચો બાંધેલી નવગ્રેહ ન્હાન લેનારના માથા ઉપર મુકેલા હાથ ઉપર મુકે, અને અર્શ્નુમ લેનાર પોતાનો ડાહુબો હાથ તે ચમચા ઉપર મુકે, તે એવી તરતીબથી કે અર્શ્નુમ લેનારનો હાથ પેલી ચમચાવાલી નવગ્રેહને નહિ લાગે, માત્ર ચમચાનેજ લાગે.

અત્રે અર્શ્નૂમ લેનાર, અને અરેશ્નુમ દેનાર બંને મોબેદોએ સાથે નીચે મૂજબ બાજ લીએ. **અષેમ વૉહૂ (૩) ફ્રવરાને.......કેમના મજ્દા ગએથાઑ અસ્તવઇતીશ અષહે.** ( જુઓ હાર્લેના વંદીદાદના ગૂજરાતી તર્જુમાની શરેહ પૃ૦ ૧૨૨ ) પછી અર્શ્નૂમ દેનાર પોતાની પાવીમાં જઈ, ચમચામાં નીરંગ લાવી, પ્રથમ ન્હાન લેનારના ત્રણ વખત નીરંગે હાથ ધોવાડે, અને પછી માથાના આગલા ભાગની બાજુએ નીરંગ છાંટે. (વં. પ. ૯. ફ. ૧૫) અને અર્શ્નૂમ લેનાર નીરંગ પોતાના હાથને બાજુ સુધી લગાડે, પછી માથાં ઉપર, પછી મોઢાં ઉપર, જમણા કાન ઉપર, ડાબા કાન ઉપર, જમણી ખાંધ ઉપર, ડાહુબી ખાંધ ઉપર, જમણી બગલ, ડાહુબી બગલ, છાતી-પીઠ-જમણું થાણુ, ડાહુબું થાણુ, જમણી પાંસળી, ડાહુબી પાંસલી, જમણું કુલ્લું, ડાહુબું કુલ્લું, છુપી જગ્યાએ પાછળથી લગાડી આગળી બાજુએ લગાડે, જમણી જાંગ, ડાહુબી જાંગ, જમણું ગુંઠણુ, ડાહુબું ગુંઠણુ, જમણો નળો, ડાહુબો નળો,

---

વલમને યશરૂબાન પેષુનેદો અવારીક પેગુન ખવાએશ્નીએ ગેહાનો ફ્રરમોશદે હુમાનક અવરીક દુશ્મન દુશ્હુખ્ત દુશવરેસ્તચ ફ્રરમોશદે હમ અએદૂન૦"

યાને "ખેરૂન" યા નીરંગના ત્રણ ટીપાં ત્રણવાર મનની પવિત્રાઇ માટે પીવામાં આવે છે, તે "મીનો રોગન" કે જેને "ખુરૂન" કરીનેબી કહે છે તેની મીસાલ છે. યાને જેમ બેહમન અમેષાસ્પંદ પવિત્ર રવાનને એ "મીનો રોગન"ના કતરા પાઇ આ દુન્યાને લગતી સઘળી કાળજી તથા કામ વીસરાવી નાખી રવાનને સુખી કરે છે. તેમજ ગોયા એ નીરંગના ત્રણ ટીપાં તમામ "દુશ્મત" બદવિચાર, "દુજુખ્ત" ખરાબ સખુનો, અને "દુજવ્રશ્ત" ભુંડાં કામોનો તિરસ્કાર બતાવી તેઓને વિસરાવે છે.

(સરદાર ખાનબહાદુર સમશુલ ઓલમા દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આશાના-સી. આઇ. ઇ., પીએચ. ડી. ની જરતોશ્તી ધર્મ ઉપર વાએજમાં નવજોતનો રેસાલો પૃ. ૫૧૩ થી).

ત્યારે આ અસલ ફ્રરમાન મુજબ નીરંગના ત્રણ કતરા, ત્રણ મરતબે- "ઇન ખુરમ" વાલો વાકય ભણી, પીવા સઝાવાર છે, અને તેમ કરવાની અમારા સર્વે-ધર્મના મકાનોના મુબદનોને અમારી અત્રે નમ્ર સુચના છે.

પગની જમણી ગુંટી, ડાહબી ગુંટી, જમણી પાતલી, ડાહબી પાતલી, જમણા પગનું તલ્યું, ડાહબા પગનું તલ્યું, અને છેવટે જમણા અને ડાહબા પગનાં આંગળાં ઉપર ચોપડે. (વં. ૫. ૮. ફ. ૪૨ થી ૬૮.)

પછી બરૅશ્નૂમ આપનાર મોબેદ-"**યથા અહૂ વઇર્યો**" (૧) કેમના મજ્દા......ગએથાઓ અસ્તવઇતીશ અષહે સુધી ભણી જાય, અને "**નૅમસ્ચા યા આર્મઇતિશ ઇજાચા**" બોલી બરૅશ્નૂમ આપનારને (૨) જા પાંચનાં પાહડીઆ ઉપર બેસવાને નવગ્રેહ મૂકી દેખાડે, ત્યારે તે "**નૅમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા**"નું વાકય બોલતાં બીજાં પાંચનાં પાહડીઆં ઉપર આવી બેસે.

એ પ્રમાણે ૨-૩-૪-૫-૬ ઠ્ઠા પાહડીઆ ઉપર નીરંગ આપી ક્રિયા કરે (વંદી. ૫. ૯. ફ. ૨૮-૨૯) પછે

૭ માં રેતીનાં પાહડીઆં ઉપર આવી બેસે ત્યારે બરૅશ્નૂમ દેનાર મોબદે ૧૫ વખત (પંચદશ જૅમો હન્કનઇચન) માટી (બાલુ) ખોદી આપે, તે વડે શરીરને ખુબ રગડે પછી માથાંની ટોચ, બાલના છેડા સુધી શરીરના સઘળા ભાગો સુકાઇ જાય ત્યાં સુધી, તેના શરીર ઉપર ભીણી માટી સુકાઇ જાય ત્યાં સુધી ખોટી રહે; (વં. ૫. ૯ ફ. ૩૦). પછી બરેશ્નુમ આપનાર "**યથા અહૂ વઇર્યો** (૧) **કેમના મજ્દા... ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે**" સુધી ભણી જાય અને "**નૅમસ્ચા યા આર્મઇતીશ્ ઇજાચા**" બોલી બરૅશ્નૂમ લેનારને (૮) મા પાંચના પાહડીઆં ઉપર બેસવાને નવગ્રેહ મૂકી દેખાડે, જે તે "**નૅમસ્ચા યા આર્મઇતીશ્ ઇજાચા**"નું વાકય બોલી (૮) મા પાંચનાં પાહડીઆ ઉપર બેસે.

૮ મા પાહડીઆ ઉપર બેસે ત્યારે, બરેષનૂમ દેનાર મોબેદ, પોતાની પાવીમાંથી પાણી લાવી પહેલીવાર (**પઑઇરીમ ઉપ મધેમ્ હુકૅરેદ આપો હુવાંમ્ તનૂમ પઇરિ યઓઝદથઇતે**) ત્રણવાર આપે, જે મઝકુર તરતીબ પ્રમાણે બરેશ્નૂમ લેનારે પોતાના શરીરે લગાડે, અને પછી બરૅશ્નૂમ દેનાર (અહુનૅમ્ વઇરીમ્ તનૂમ પાઇતિ) "**યથા અહૂ વઇર્યો** (૧) **કે મના મજદા ગએથાઑ અસ્તવઇતીશ્ અષહે**" સુધી ભણી જાય, અને "**નૅમસ્ચા યા આર્મઇતીશ્ ઇજાચા**" નું વાકય બોલતાં નવગ્રેહ ૯ મા પાંચના પાહડીઆ ઉપર મૂકી બેસવાને દેખાડે, ને તે બરૅશ્નૂમ લેનાર "**નૅમસ્ચા યા આર્મઇતીશ્ ઇજાચા**" નું વાકય બોલી (૯) મા પાહડીઆં ઉપર જઇને બેસે.

(૯) મા પાંચમાં પાહુડીઆ ઉપર બરૅષ્નૂમ લેનાર જ્યારે આવી બેસે, ત્યારે તેને બરૅષ્નૂમ આપનાર પોતાની પાવીમાંથી–પાણી લાવી ૨) જીવાર આપે, ( **બેતીંમ ઉપમઘૅમ બિજવત્ આપો હુવાંમ તનૂમ પઇરિ યઑઝદથદતે** ) જે પોતાને આખે શરીરે લગાડે; ત્યારે બરૅષ્નૂમ દેનાર ( **અહુનૅમ વદરીમ તનૂમ** પાદતિ ) "**યથા અહી વઇર્યો** (૧) **કેમના મજદા...ગએથાઑ અસ્તવદતીશ અષહે**" સુધી ભણી જાય, અને "**નૅમસ્ચા યા આર્મઇતીશ ઇજાચા**" નું વાકય ભણતાં ન્હાન લેનારને ત્યાં પાછો બેસવાને નવગેહ મુકી ઇશારો કરે, જે તે **નૅમસ્ચા યા આર્મઇતિશ ઇજાચા**" શબ્દ બોલતાં ત્યાંજ (૯) માં પાહુડીઆ ઉપર બેસી રહે

અને (૯) મા પાહુડીઆ ઉપર એજ પ્રમાણે બીજી વાર, પાણી આપી ( **અહુનૅમ વદરિમ તનૂમ પાઇતિ** ) "**યથા અહી વઇર્યો (૧) કેમના મજદા.....ગએથાઑ અસ્તવદતીશ અષહે.**" સુધી ભણી ક્રિયા કરે પછી

૧૦ મા પાંચનાં પાહુડીઆ ઉપર બરૅષ્નૂમ લેનાર આવી બેસે, ત્યારે બરૅષ્નૂમ આપનાર પોતાની પાવીમાંથી ચમચામાં પાણી લાવી આપે, ( **થ્રિતિમ ઉપમયેમ થ્રિજવત્ આપો, આઅત હુવાંમ તનૂમ પઇરિ યઑઝદથદતે** ) જે તે આખે શરીરે લગાડે જ્યારે બરૅષ્નૂમ આપનાર (**અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ**) "**યથા અહી વઇર્યો (૧) કે મના મજદા ...ગએથાઑ અસ્તવઇતીશ અષહે**", સુધી ભણી જાય, અને "**નૅમસ્ચા યા આર્મઇતીશ ઇજાચા**"નું વાકય બોલી પાછો દશમા પાહુડીઆ ઉપર બેસવાને ઇશારો કરે તે—

૧૦ મા પાહુડીઆ ઉપર એ પ્રમાણે બીજી મરતબે પાણી આપે, અને ક્રિયા કરે, અને તેજ પ્રમાણે ત્રીજી મરતબે પાણીનું કાહારણું આપી નહવાડે યાને દશમા પાહુડીઆ ઉપર ત્રણ મરતબે "**યથા અહી વદર્યો (૧) કે મના મજદા....ગએથાઑ અસ્તવઇતીશ અષહે**" સુધી ત્રણ જુદે જુદે મરતબે પઢી ક્રિયા કરે.

પછી શરીર લુછીને સુકું કરે, અને કપડાં પહેરે, અને ખાંધ ઉપર કુસ્તી નાંખે જામો પહેરે, અને જામાની ચાર જમણા હાથમાં પકડે, જે ઉપર ચમચાવાલી નવગેરેહનું પએવન્દ કરે, તે પછી બરૅષ્નૂમ લેનાર અને દેનાર બન્ને જણ, નીચે મૂજબ બાજ મુકે.

"**નૅમસ્ચા યા આર્મઇતીશ ઇજાચા**" (૩) વાર પઢે **યથા અહી વઇર્યો** (૨) **યસ્નૅમચ, અહ્માઇ રએશ્ચ, હજઘરૅમ જસ–મે અવંઘહે મજદ અષૅમ વોહી** (૧) પઢે. પછી બરૅષ્નૂમ દેનારને બોલાવે.

"જદેહુ-નશાસ, સરોતન, બજાદેહુ-અશો રવાને ફ્લાન બેન ફલાન બેરસાદ સગ અષો, હીરબદ પાક. ( ૩ વાર પઢાવે ) એ પછી ન્હાન લેનાર કુશ્તી કરે. અર્મેશ્તગાહુમાં આવી ફરી કુશ્તી કરે. પતેત કરે. ફર્જયાત ગુજારે. એ પછી બરૅશ્નૂમ આપનારે પોતે વિધી મૂજબ ગોશલ ઉતારે.



## "બરૅશ્નૂમમાં નવરાતની ચોકસાઈ."

બરૅશ્નૂમ લેનારે બરૅશ્નૂમ લીધા પછી તેને "અર્મેશ્તગાહુ" યાને સુક્રી અને એકાંતવાસ જગ્યામાં જઇ રેહવું, અને પાણીને મુદ્દલ અડકવું નહિ, કુદરતી હાજત વખતે પણ પાણીનો ઉપયોગ નહિ કરવો, માટીનાં ઢેફાંનો ઉપયોગ કરવો, પાણી પીવા માટે સીધું મોઢામાં લેવાય છે, હાથપર મોજા પેહુરવામાં આવે છે.

ખાવાના કપડાં જુદાં હોય છે, દરેક વખતે બદલતી વેળા બાજ લઇ નીરંગ ચોપડી પેહુરવા, અને કુશ્તી કરવી. દરેક વખતે કુશ્તી કરતાં નીરંગનોજ ઉપયોગ કરવો.

દરેક વખતે ખાણું ખાવું તે બાજ ધરીને, અને ખાણું ખાઇ બાજ મુકીને કુશ્તી કરવી.

પેહલી ત્રણ રાત દરમ્યાન કોઇબી વાર સ્વપ્નાથી યા પોતાની મેળે કુદરતી "ખરાબી" થાય (શેતાન બાજીથી વિર્ય જાય) તો બરૅશ્નૂમ રદ ગણાય છે. સાદામાં ફરીથી બરૅશ્નૂમ લઇ તૈયારી કરવાની તેને તક મળે છે, પણ નાવર માટેના ઉમેદવારને માટે આવી ખરાબી હંમેશ માટે તેને "નાબુદ" કરે છે.

દર ત્રણ દિવસ પછી—ન્હાવાની છુટ છે, તેનો ખુલાસો નવશાવાલી બાબદમાં આપણે જોઇશું.

## બરૅશ્નૂમ આપનારની લાયકાત.

વંદીદાદ મુજબ યઓઝદાથ્રેગર બરેશ્નુમ આપનાર શખ્સ એવો હોવો જોઇએ, જે હંમેશ રાસ્તીનો બોલનાર, જુબાનથી કદી જુઠું ન બોલ્યો હોય, માંથ્રવાણી યાને અવસ્તા મંત્રોથી ભરપુર, તથા માજદયસ્ની દીન ઉપર પ્રીદા રહી તેના કાયદા માફક ચાલનાર અને અષોઇ આપનાર હોય ( વં. ૫૨. ૯—ફ. ૨ )

અગરચે નસશ દૂર કરનાર–યોઝદાથ્રેગર, ઉપર પ્રમાણે–લાયકાત નહિ ધરાવતો હોય, અને રીમની દૂર કરવાનું કામ કરે તો, તે નસશ દૂર કરવાને બદલે અંજાણપણે નસશનું જોર વધારી તેને પ્રબળ કરી તેના હૂમલા સામે ટકી શકતો નથી, પણ પોતાને તેમ તેની આસપાસનાઓને નુકસાન પુગાડે છે. આથી એવા શખ્સે રીમની દૂર કરવાના કામથી દૂર રહેવું ઘટીટ છે.

## "દરેક માજદયસ્નાન જરતોશ્તીને એકવાર બરૅશ્નૂમ લેવાની જરૂરત."

દરેક જરતોશ્તીએ બરૅશ્નૂમ લેવાની જરૂરતની બાબતમાં કેહવામાં આવે છે કે :—

"બર હર મરદ, વ જન વાજેબ અસ્ત કે, બ દેહ સાલગી યા ચેહારદેહ સાલગી બરૅશ્નૂમ શવન્દ, વ સર શીર બશુયદ, બદીન સબબ સર શીર મીશુયંદ, કે દર દીન મીગુયન્દ કે તેફલે કે દર રેહમ માદર અસ્ત, દર હુજર વ પલીદી અસ્ત, કે આનરા આઝારે દસ્તાન મીગુયન્દ, ખુરશ્ન વ પરવરશ આન તેફલ અસ્ત, અજાંન સબબ સર શીર મીશુયન્દ કે નીરંગદીન ઇન હુજર વ પલીદી વ રીમની અઝ મગઝે ઓસ્તખાન બબોરદ વ પાક કુનદ, અગર આન બરૅશ્નૂમ નકરદેહ બાશદ "દર સર પુલે સીરાત ગુજર ન કુન્દ, ચેરાકે અઝ દેહાન આન રવાન બુય ગન્દે મુરદાર આયદ, બદાનકે હાય અમેશાસ્પન્દે અઝ બુયે ગન્દગી દેહાન આન રવાન નમીતવાનદ કે હેસાબ શુમારે આન રવાન બકુનદ વ સરેપુલે સીરાત દરમાન્દેહ વ શરમન્દેહ વ હઇરાન વ શરમસાર વ ખજલ મીબાશદ, વ હેસાબ શુમારશ તા નકુનનદ નમીતવાનદ કે અજ પુલેસરાત બગુજરદ વ ગરઝ કે બર હર મર્દ વ–જન વાજેબ મીબાશદ કે બરૅશ્નૂમ શવન્દ કેદર હર દો ગેતી સરફરાજ વ રૂય સફીદ બાશંદ."

અર્થ:–માજદસ્યનાન જરતોશ્તી ધર્મના દરેક ઇસ્મ, યાને મર્દ યા સ્ત્રી કે જે ૧૦ યા ૧૪ વર્ષનાં થાય, કે તેઓએ બરૅશ્નૂમ લેવું વાજેબ છે; બરૅશ્નૂમ લેવા એટલા માટે આપણી દીનમાં કહે છે કે:–એક બચું જ્યારે પોતાની માવતરના ગર્ભસ્થાનમાં હોય છે ત્યારે, ત્યાં અપવિત્ર રકત હોય છે કે જેણે દસ્તાનનો મરઝ કહેવામાં આવે છે, જેનાથી બચ્ચાને ખોરાક અને પોષણ મળે છે. તે સબબથી બરૅશ્નૂમ લેવું વાજેબ છે કે બરૅશ્નૂમમાં નરંગદીન પીવાથી આ નાપાકી–રીમની શરીરના હાડના મવાદમાંથી દુર કરે છે અને તેને પાક કરે છે. અગર જો તેને બરૅશ્નૂમ

નહિ લીધું હોય તો તેનું આયન્દેહ રવાન્ ચિન્વત પુલ પસાર કરી શકતું નથી, કારણકે તે રવાનના મ્હોડામાંથી ખરાબ વાસ ને બદબુય નિકળે છે. આથી જાણવું કે, કોઇબી રવાનના મ્હોડાની દૂર્ગંધીના સબબે કોઇ પણ અમેષાસ્પન્દ તેના રવાનનો હિસાબ શુમાર કરી શકે નહિ, અને તે રવાન ચિન્વત પુલપર લાઇલાજ શરમીન્દ્ર અને દુ:ખી થાય, અને જ્યાંસુધી તેનાં રવાનનો હિસાબ શુમાર નહિ કરવામાં આવે ત્યાં સુધી, તે પુલ ગુજાર થઇ શકતું નથી. આથી સજાવાર એ છે કે માઝદયસ્નાન જરતોશ્તી ફિરકાના હરેક મર્દ અને સ્ત્રીએ બરૅશ્નૂમ લેવું, જેથી તે બંને જેહાનમાં ખુશરૂય અને સરફરાજ રહે. ( પએવન્દ નામે ઇરાની જરતોશ્તીનું ફારસી પુસ્તક ).

સદ્દરેનઝમ પ્રમાણે કોઇબી બેહદીન બરૅશ્નૂમ લઇ શકે, અને "દાદાર અહુરમઝદે જરતોશ્ત સાહેબને ફર્માવ્યું છે કે, જે કોઇ નવ રાતનુ બરૅશ્નૂમ લે તે પોતાની જાત ( આત્મા ) ને દર્દ અને રંઝથી છોડવે છે.

## બરહેને તને નીરંગ પીવો.

શરીરમાંથી સર્વ કપડાં કાઢી નાંખી નીરંગ પીનારનાં દીલમાંથી દ્રુજનસુશ ( ફોડેવારનો દેવ ) નાબુદ થાય છે. ઓ જરતોશ્ત! તું ખલ્કના લોકને કહેજે કે એ વાતનો ખુદાનો હુકમ છે. જેથી બરૅશ્નૂમ લેનારની જાત પાક થાય, અને રવાન બેહશ્તને લાયક થાય. ( જુવો ચેરાગ પુ. ૧૭, અને અશોરનાન નામું પૃ. ૮૦૫ ).

## બરૅશ્નૂમ આપવાનો મોજદ.

બરૅશ્નૂમ આપનાર પરહેઝગાર દસ્તુર પોતાની આ સેવાના બદલામાં શું મેળવે તે માટે લવાજમ નક્કી કરવામાં આવ્યો છે. આગળા વખતમાં ગાય ગોસ્પન્દ તેજ જીવતી દોલત હતી; અને મોબેદને ગાય આપવી તે ગોયા તેને દુધનું ખાણું પુરૂ પાડવા બરાબર ગણાતું હતું.

(૧) અથોરનાનને બરૅશ્નૂમ આપ્યું હોય તો, તો બરૅશ્નૂમ લેનારે, આપનારની ઉપર આફ્રીન અને દુવા ગુજારે.

(૨) એક મુલકના પાદશાહને મ્હોટી કીમ્મતનાં ઉંટ માટે પવિત્ર કરે.

(૩) ગામના વડાને મ્હોટી કીમ્મતનાં ઘોડા માટે પવિત્ર કરે.

(૪) ટોળાના વડાને મ્હોટી કીમ્મતનાં બળદ માટે પવિત્ર કરે.

(૫) ઘરના વડાને ત્રણ વર્ષની ગાય માટે પવિત્ર કરે.

(૬) ગૃહધણીઆણીને ખેતીની ગાય માટે પવિત્ર કરે.

(૭) ઘરના નોકરને એક ભાર બરદારી જાનવર માટે પવિત્ર કરે.

(૮) એક ન્હાના બાળકને એક ન્હાનાં મેંઢા માટે પવિત્ર કરે.
(વં. ૫ર. ૯, ફ. ૩૭-૩૮).

કોઇબી રીતે તે બરૅશ્નૂમ દેનાર યોજદાથ્રગર મોબેદને, ખુશી કરીને મોકલવો જોઇએ, નહિ તો વંદીદાદ ઉમેરે છે કે તેનાં જવા પછી દ્રજનસુસ જેને નીરંગથી મારી કાઢવામાં આવ્યો હતો, તે ફરીથી નાંક આંખ કાંન વિગેરે (orifices) મારફતે દાખલ થાય, ખાસ કરી તે દરૂજ તેવા શખ્સના નખ ઉપર ધસારો કરે છે.



## (૧) નવશો નાહવાની ક્રિયા અને ૧૦ દિવસની ફર્જીયાત.

બરૅશ્નૂમ લીધા પછી, તે અર્મેશ્ત-ગાહ યાને એકાંત જગ્યામાં વાસો કરે અને આતશ, પાણી, જમીન, ગોસ્પન્દ, ઝાડપાણ, અશો મર્દ કે બાનુ, નજદીક તેની ત્રણ રાત પસાર થઇ જાય ત્યાં સુધી તે પોંહચે નહિ, અને ત્રણ રાત જવા પછી પોતાના શરીરને ગોમેજ તથા પાણીથી પાક કરે. ( વં. પ. ૯, ફ. ૩૩ ).

( આ ત્રણ રાતની દરમ્યાનગીરીમાં બરૅશ્નૂમ લેનારે શું શું ફર્જીયાત ગુજારવી-તે આ છે.

૧—લે દિવસે નીરંગ પી બરૅશ્નૂમ લે ત્યારે-પાંચે ગેહની ફર્જીયાત ગુજારે

૨—જે દિવસે હાવનગેહમાં ફર્જીયાત ગુજારી પતેત કરે, તથા મીનો નાવરની યજશ્ને, મીનોનાવરની બાજ, મીનો નાવરનું આફ્રરંગાન, આતશ અને બરૅસ્મ વગર કરે.

૩—જે દિવસે ફર્જીયાત ગુજારી પતેત કરે, અને સરોશની યજશ્ને, સરોશની બાજ-સરોશનું આફ્રરંગાન કરે.

૪—થે દિવસે, નવશો ન્હાવાની આગશજ શીરોજાની યજશ્ને બાજ અને દહ્માનનું આફ્રરંગાન કરે, અને નવશો નાએ. નવશો ન્હાવાની તરતીબ નીચે મુજબ છે. (૭૮ સવાલની રેવાયતનો જવાબ ૫ મો ).

બરૅશ્નૂમ ગાહમાં જ્યાં રેતી પાથરેલી હોય ત્યાં (૩) પથ્થર મૂકી તેની આસપાસ (૩) " કશ " ખેંચે, અને તે જગ્યા તૈયાર કરે પછી-ખુબનો અમલદાર મુબદ એક કાહારણું અને કુલીઉં વિધી મુજબ પાવ કરે, અને કુલીઉં ખુસ્ક કરે તેમાં દસ્તશો યાને શરીરે ચોપડવાનો નીરંગ કાઢે, અને કાહારણું પાણી ભરી પાવ કરે. ચોખ્ખા

---

(૧) નવ-શો, એ ફારસી સંયુકત શબ્દ છે. જેમ કે નવ અને શુસ્તન ધાતુ ઉપરથી શુ. નવ-એટલે (૯) વાર; શુ-એટલે ધોવું, યાને નવ વખત ધોવું. (૩) વખત નીરંગથી; (૩) વખત રેતીથી, અને ત્રણ વખત પાણીથી.

પહેરવાના કપડામાં-તથા પાણીના કાહારણામાં, નીરંગદીન વખતે ઇજેલાં પાવ પાણીનાં કતરા નાંખે.

એ પછી ન્હાન લેનાર તૈયાર કીધેલી જગ્યાએ બીજી પાવી આગળ ઉભા રહી "**ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ અર્ષમ્ વોહી**-(૧)" ભણી શરીર ઉપરનાં ઉપરના કપડાં ઉતારી બીજી પાવીમાં મૂકે અને પેલા ત્રણ પથ્થર ઉપર બેસી ડાબો હાથ માથાં ઉપર મુકે.

"**ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ અર્ષમ્ વોહી** (૩) ફ્રવરાને...**યથા અહી વઇર્યો**-(૧) **કેમના મજ્દા ગએથાઓ અસ્તવઇતીશ અષહે,**" સુધી બાજ લે, પછી નીરંગનું ફુલીઉ લઇ ત્રણ મરતબે પોતાના શરીરે તરબીબ પ્રમાણે ચોપડે; રેતી ત્રણવાર તરતીબ પ્રમાણે શરીરને રગડે; પાવ પાણીનું કાહારણું લઇ ત્રણ મરતબે આવ ઓટે. પછી આંગ લુછી કપડાં પહેરે અને ખાંધ ઉપટ કુસ્તી નાખે, અને બાજ મુકે, **નેમસ્ચા યા આર્મઇતીશ ઇજાચા, યથા અહીવઇર્યો (૨), યશ્નેમચ, અઓઇ રએસ્ચ, હજંઘરેમ, જસમે-અવંઘહે મજદ અર્ષમ્ વોહી** (૧) પઢે. કુશ્તી કરે એ રીતે નવશાની ક્રિયા પુરી થઇ હવે ફરી નીરંગ લઇ કુશ્તી કરે.

(૫, ૬ અને ૭ મે દિવસે, ઉપર મૂજબ ત્રણ દિવસ, યજશ્ને, બાજ, આફ્રરગાનની ક્રિયા કરે, પછી બીજે નવશે યાને સાતમે દિવસે (૧) તાશ નીરંગ અને (૨) તાશ પાણીથી ઉપલી તરતીબે નવશો ન્હાવો.

૮-અને ૯ મે દિવસે અશોફ્રરોહરની યજસ્ને બાજ કરે અને દહ્માનનું આફ્રરગાન કરે, ને ૧૦ મે દિવસે (૧) તાશ નીરંગ-અને ત્રણ તાશ પાવ પાણીથી વીધી મૂજબ નવશો નાહે. (જુઓ ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૫ મો.)

"આવી રીતે વંદીદાદના હુકમ પ્રમાણે ન્હાન લેનારે એકાંતવાસમા બેસવાની જરૂર છે. દરેમેહર કે આતશબેહરામ જેવાં પવિત્ર મકાનમાં ન્હાન લઇ બેસવાની મનાઇ છે."



# નવેસરથી બરેશ્નૂમ લઇ તેના અમલથી નવો આલાત બરપા કરવાની તરતીબ.



જ્યાં એક શેહર હોય ત્યાં ત્રણ પ્રકારના આતશનાં કેબલાઓની જરૂર રેહે છે, જેમકે ૧ લો "આતશે દાદગાહાંન, આને ઉવીંશગાહનો આતશ," ૨ જો "આતશે આદરાંન" નો કેબલો, અને ૩) જો "આતશે વરહેરામ" નો કેબલો. આ કેબલા અગર નવો આલાત બરપા કરીને સ્થાપિત કરવા પડે તો તેની વિગત નીચે પ્રમાણે છે.

પ્રથમ મોબેદ જન ૪) શાયસ્તા પાકીઝેહ ખસલતના અને અવસ્તાવાણી સારી રવેશે પઢી જાણનારા હોય તેઓમાંથી પ્રથમ બે જણાઓએ નીચે મૂજબ સ્નાન કરવું. સ્નાન કરવાની જગ્યા મુકરર કીધી હોય ત્યાં "ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ્ વોહૂ" (૧) પઢીને શરીર ઉપરનાં કપડાં ઉતારી સરોષ બાજ લીએ. અષેમ વોહૂ (૩). ફ્રવરાને...ફ્રસસ્તયએચ.. યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે અથા રતુશ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓતૂ. અહુનેમ વઇરીમ તનૂમ્ પઇતિ (ત્રણ વાર પઢે.) યથા અહૂ વઇર્યો (૧) "કેમ્ ના મઝ્દા...ગએથાઓ અસ્તવઇતીશ અષહે" અહિંઆં સુધી પઢી શરીરને ૧૮) વાર તાજો 'નીરંગ' ચોપડવો, ૧૫) વાર રેતી રગડવી, અને ૧૮) વાર આવ ચોપડવો. પછી સ્નાન કરવું અને તે પછી શરીર લુછીને કપડાં પેહરી બાજ મૂકવી. "નેમસ્ચા યા આર્મઇતીશ ઇજાચા" (૩) વાર પઢે, યથા અહૂ વઇર્યો (૨) યસ્નેમચ, અઓજસ્ચ, જવરેચ, અફ્રીનામિ... જસ મે અવંઘહે મઝ્દ, અષેમ વોહૂ (૧).

"ઝહન નસસ જદાર દીવો દુજ પાકીતન અષો રવાને ખીશ." અષેમ વોહૂ (૧) (ત્રણ વાર પઢે.)

નામે યજદથી કુસ્તી કરે, મઝ્દયસ્નો અહિ, હમા જોર બીમ. અષેમ વોહૂ (૧) ફીરોજબાદ-ખુરેહ અવીઝેહ વેહદીન્ માઝ્દયસ્નાન. (૩) અષેમ વોહૂ (૧) એસ્સાદ (જાવત).

હવે અહિંઆ કંઇ કરી ફરી તાજા પાણીથી પાદયાબ કુસ્તી કરવી અને ફર્જીયાત ગૂજારવી; જેમકે ખુદાના (૧૦૧) નામ, હાવન ગેહ, ખોરશેદ-મેહર ન્યાયશ, હોરમજદ યશત, દુવા નામ સેતાયશને. એટલું બાણી-ઓવીંશ ગાહામાં નવા આતશ સ્થાપિત કરવા, એક ખુલ્લી જમી-

નની જગ્યા પર અકેક કદમને અન્તરે ત્રણ ખાડા ખોદવા જેમાં સુખડનો વેહ, રૂ, સુખડની સળી વિગેરે મુકી રાખે, અને પેલા પાવન થયલા મોબેદો હુમ-પએવન્દ થઇને એ ખાડાઓ આગળ આવી પ્રથમ ૧) લા ખાડા આગળ આવીને આતશ રોશન કરે પછી નીચલી અવસ્તાઓ પઢે.

## "નિરંગે આતશ પાવન-કર્દન"

"ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહી (૧) યથા અહી વઇર્યો (૫). અષેમ વોહી (૩). ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર ત્કએષો (જાવત) અહુનેમ વઇરીમ તનૂમ પઇતિ (ત્રણ વાર પઢે.) યથા અહી વઇર્યો (૧). "કેમ ના મજ્દા (જાવત) ગએથાઓ અસ્તવ્ઇતીશ્ અષહે" સુધી ભણીને (બાજમાં) "અદસ્તુરીએ દાદાર અહુરમજ્દ" આખી પઢી જાય. (જુવો આ પુસ્તકને પાને ૫) યથા અહી વઇર્યો (૧) કેમના મજ્દા...ગએથાઓ અસ્ત વઇતીશ્ અષહે "અહ્યા થ્વા આથ્રો વેરેજેના પઓઉરૂયે પઇરિ-જસામઇદે યજ્દા અહુરા" નો વાકય ભણવો. પછી યથા અહી વઇર્યો (૮)

"પૅરૅને અએષૅમ, પૅરૅને નસુમ, પૅરૅને હામ-રએથ્વએમ, પૅરૅને પઇતિ-રએથ્વએમ, પૅરૅને ખ્રુ, પૅરૅને ખ્રવહ્નુ, પૅરૅને બુઇધ, પૅરૅને બુઇધિજ, પૅરૅને કુન્દ, પૅરૅને કુન્દિજ, પૅરૅને બુષ્યાંસ્ત યા જઇરિન, પૅરૅને બુષ્યાંસ્ત યા દરેઘો ગવો, પૅરૅને મુઇધી, પૅરૅને કપસ્તિશ, પૅરૅને પઇરિકાંમ યા આઇતિ-આત્રૅમ; પૅરૅને હાઇતીમ યા આઇતિ આત્રૅમ. પૅરૅને થ્વા દુજદ અંઘ્રોમઇન્યુશ (જુવો વ. ૫૦ ૧૧, ફ-૩-૪-૮-૯-૧૦). અહિંઆં સુધી ભણીને એક સુરાખદાર ચમચ જે પર સુખડનો વેહ, રૂ અને સુખડની સળી મૂકી ૧ લા ખાડાની ઉંચે ધરે જે તેની વરાળથી તેની જોત રોશન થાય. એ પછી આ જોતથી ૨) જા ખાડામાં આતશ રોશન કરે, અને યથા અહી વઇર્યો (૧) કેમના મજ્દા...ગએથાઓ અસ્ત્ વઇતીશ્ અષહે. "અહ્યા થ્વા આથ્રો વેરજના પઓઉરૂયે પઇરિ જસામઇદે મજ્દા-અહુરા"નો વાકય ભણે પછી યથા અહી વઇર્યો ૮) પઢે. પછી "પૅરૅને અએષ્મ" વાલા વાકય ભણી જાય, પછી અહિઆં બીજી વાર જોત લે, અને ૩ જા ખાડામા આતશ રોશન કરે, પછી ઉપર પ્રમાણે અવસ્તા ભણી ત્રીજી વાર જોત લે, અને તે જોતમાંથી આફરગાન્યામાં આતશ રોશન કરે, યથા અહી વઇર્યો (૧) કેમ્ ના મજ્દા . ગએથાઓ અસ્તવઇતીસ્ અષહે, "અહ્યા થ્વા આથ્રો વેરજેના પઓઉરૂયે પઇરિજસામઇદે મજ્દા અહુરા"નો વાકય ભણીને યથા અહી વઇર્યો (૮) "પૅરૅને અએષ્મૅમ" નો આખો વાકય ભણી જાય. યથા અહી વઇર્યો (૨) યસ્નૅમચ, અઓજ્ઇ રએશ્ચ, હજંઘ્રૅમ, જસ મે અવંઘ્હે મજ્દ અષૅમ

**વૉહી (૧) પઢે. ફ્રેરસાદ...રોજ (ફ્લાન) માહ (ફ્લાન) ગાહ (ફ્લાન) વાજે શરોશ નિરંગએ આતશ પાદયાવ કર્દન ફ્રેરસાદ પજીરફ્તહે...અષૅમ વૉહી (૧).**

આ આતશ જ્યાં ઓરવીશગાહની એમારત બાંધી હોય અને ત્યાં "આતશ દાન" હોય તેમાં મૂકી પાછા પેલા મોબેદો ફરી પાદયાબ કુશતી કરી-પાંચ તાએની ખુબ, યાને શરોશની બાજ જુદી જુદી ધરે, કુશ્તી કરી ફારેઘ થાય. પછી એક મોબેદ પેલા આતશ રોશન કીધાં છે તે આતશનુ તખ્ત પાવપાણીનો કળશ્યો લઇ આદોશ્તની બાજ લઈ પાવ કરે, અને નિરંગ ભણી આતશપર ખુશબો મુકે, પછી આતશ-દાદગાહની ન્યાયશ કરે પછી તે આતશની નીચલી તરતીબથી ભસ્મ લે-

## ભસ્મ લેવાની વિધિ.

પેલા ખુબવાલા મોબેદ જન ૨) ધાતુના જામ ૨) ખુમચો ૧) ચમચ ૧) મલમલનો કટકો ૧) પાવ કરી ખુશક કરી અને ઉર્વીશ-ગાહમાં જ્યા બાહર ન્હાની પાવી હોય ત્યાં ઉભા રહી નીચે મૂજબ બાજ લીએ

**ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષૅમ વૉહી (૩). ફ્રવરાને...ફ્રસસ્તયએચ૦ અષહે વહિશ્તહે સ્રએરતહે ઇર્યમનો ઇષયેહે સૂરહે મજ્દધાતહે સઑકયાઑ વંઘ્નહુયાઑ વૉઉરૂ દોઇથ્રયાઑ મજ્દધાતયાઑ અષઑન્યાઑ-ક્ષ૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઑ મ્રઑતૂ૦**

**અષૅમ વહિશ્તૅમ્ સ્રએશ્તૅમ્ અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ યજમઇદે, ઇર્યમનૅમ્ ઇષૅમ્ યજમઇદે, સૂરૅમ્ મજ્દધાતૅમ્ યજમઇદે સઑકાંમ વંઘ્નહુઇમ્ વૉઉરૂ દોઇથ્રાંમ્ મજ્દધાતામ્ અષઑનીમ્ યજમઇદે.**

**(બાજમાં) બક્ષ્નુદીએ દાદાર અહુરમજ્દ રાયોમન્દ ખરોહેમન્દ, બક્ષ્નુદીએ અર્દિબેહેશ્તે બુલંદ આદર શરોષ વર્જ વરહેરામ યજદ ફીરોજગર,**

**બક્ષ્નુદીએ અવરે હમા આદરાંન વ આતશાંને હમ કેશ્વર જમીન બાદ. બ રોજે (ફ્લાંન) બ માહે (ફ્લાન), બ ગાહે (ફ્લાન). અહિંઆ** સુધી ભણી પછી મુગે મ્હોડે હાથમાં દસ્તાનાં પેહરી પેલી પાવ ચમચે આતશમાંથી બાજુની કોર આગલ ભસ્મ કાઢે, પાછા હાથ પાવ કરે અને ખુશ્ક કરે અને ભસ્મ પેલા મલમલના પાવ કપડાં વડે ચાળે, અને એક જામમાં ભરે, અને તેની ઉપરુ ધાતુનું ઢાંકણુ ઢાંકે અને પાવ

કપડું ત્રણ પડનું કરી તેને ઉપર પાવ દોરાથી ત્રણ આંટા મારી બે સવરા ગાંઠ વાલે અને મોબેદો પાછા બાહેરની પાવી આવી બાજ મૂકે.

**યથા અહી વઇર્યો ૨ ) ય૦ વ૦ અ૦ જ૦ આફ્રીનામિ અષહે વહિશ્તહે સ્રએશ્તહે ઇર્યમનો ઇષ્યેહે સુરહે મજ્દધાતહે સઓકયાઓ વંઘ્રહુયાઑ વૉઉરુ-દોઇથ્રયાઑ, મજ્દધાતયાઓ અષઑન્યાઓ અષેમ વૉહી (૧). અહ્માઇ રએશ્ચ, હ્જંઘ્રેમ, જસ-મે અવંઘ્રહે મજ્દ, અષેમ વૉહી (૧).**

પછી બાહેર આવી કુશ્તી કરવી. પછી એક પાવીમાં એક ગોધો લાવી તેનો નીરંગ પાવ કલશ્યામાં ઝાલે, આવ પાવ કરી અને નીરંગ જુદાં જુદાં મૂકી તે ઉપર શરેશ બાજ ઇજી, અને તે પછી પેલી બીજી મોબેદોની ૧ ) જોડ છે, તેને આ નિરંગ ભસ્મ અને આવથી ૧ લી વાર બરૅશ્નૂમ આપવાં; આ બરૅશ્નૂમ લીધેલાં મોબેદોને ખુબ કરી વખતો વખત નવશો આપવો અને બરૅશ્નૂમમાંથી ફારેગ થયા પછી બંને મોબેદો પાંચ તાએની ખુબ કરે, અને પછી વરસનો બાલ વિધિ મૂજબ પકાવે અને એ બન્ને મોબેદો અરસપરસ મીનો નાવરની ખુબ કરે.

આ મ્હોટી ખુબના અમલથી ફરી નવી ભસ્મ કાઢવી, ફરી નીરંગ લેવો, આવ પાવ કરવો-ઉપર પ્રમાણે આવ અને નીરંગ તૈયાર કરવો, પછી બીજી મોબેદોની જોડ છે તેને બીજી વારના ન્હાન આપવાં, અને તેમાથી ફારેગ થાઇ એક જન વરસ પકાવે અને પેલા ૨ ) મોબેદોને મીનો નાવરની ખૂબ કરાવે પછી ગેતી ખરીદ કરે, અત્રે જાણવું કે આતશે દાદગાહ ઉપલા અમલથી તૈયાર થયા.

હવે ઉપલા અમલથી ફરી નીરંગ ભસ્મ અને આવ તૈયાર કરી નવો આલાત બનાવવો અને તેનાંથી ત્રીજી વારના ન્હાન મોબેદોને આપવા, વખતો વખત નવશો આપી અને ન્હાનમાંથી ફારેગ થયા પછી ન્હાની ખુબ કરી વરસ કાયદા મૂજબ પકાવે, મ્હોટી ખુબ કરે, ગેતી ખરીદ કરે, પછી નવો વરસ્યો ક્રિયાઓ કરી તૈયાર કરે, પછી નીરંગ દીન કરે, પછી ઇંધોરાઓ ઇંજે, પછી આદરાનનો ફેબલો ક્રિયાઓથી તૈયાર કરે. પછી આ આલાતથી વધુ પ્રમાણમાં મોબેદો, બરેશ્નૂમ લેઇ ગેતી ખરીદ કરી આતશ બેહરામનો ફેબલો ક્રિયાઓથી બરપા કરે અને તે પછી નવો વરશ્યો અને નીરંગદીન કરે અને અમલ ચલાવે.

( જુવો આદર ખુરેહે કર્તા દસ્તુર રૂસતમજી કેકોબાદ મુલ્લાં ફિરોજ, તથા ૭૮ રેવાયત- રેવાયતનો જવાબ ૬૦ મો. )



# સાદું ન્હાન નવાડવાની ક્રિયા.



જે મોબેદ, મ્હોટી ખુબનો ધણી હોય તેને પ્રથમ કુલીઆ ૨) ચોખ્ખા કરી પાવ કરી ખુશ્ક કરવા, કાહારણું ચોખ્ખાં પાણીનુ પાવ કરવું, કુલીઆ એકમાં પીવાનો ભસ્મવાલો નીરંગદીન, અને બીજામાં ચોપડવાનો (દસ્ત શો) નીરંગ કાઢે, પહેરવાનાં કપડાં ઉપર તેમજ પાણીના કાહારણામાં નીરંગદીન વખતે ઇજેલાં પાવ પાણીના કતરા રેડે—એટલું તૈયાર કરીને ન્હાન નાહનારને પાદીઆબ કુસ્તી કરાવે, અને જમણા હાથમાં કપડાંનુ પએવન્દ કરાવી પીવાનો નીરંગ આપે, અને નીચે પ્રમાણે બાજ ધરાવે.

**બનામે યઝ્દ, બક્ષાયન્દેહ બક્ષાયશગર મેહરબાન, ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઑ, અષેમ વોહૂ (૧).**

**અહૂરમઝ્દ ખુદાય ઇથા આત્ યઝમઇદે અહુરેમ મઝ્દામ યેગામ્ચા અષેમ્ચા દાત્ અપસ્ચા દાત, ઉર્વરાઑસ્ચા વંઘ્વહુઇશ રઑચાઑસ્ચા દાત્ બૂમીમ્ચા વીસ્પાચા વોહૂ. અષેમ વોહૂ (૩).**

☞ (બાજમાં) ઇન્ ખુરમ્ ઇન પાકીએ તન્ યઓઝ્દાથ્રહે-ઇ રવાંનરા, હુમત, હૂખ્ત, હ્વર્શ્ત, હુમનશ્ને, હુગવશ્ને, હુકુનશ્ને, ઇન **ક્ષ્નુમઇને, તન મન પાક.**

નીરંગનો ૧) કતરો પાએ. (એ પ્રમાણે ત્રણ વાર ઉપલો વાક્ય ભણાવી) ત્રણ મરતબે ત્રણ કતરા નીરંગ પાએ (જુઓ આ કેતાબ પૃ. ૮) પર આવેલો ખુલાસો). પછી બાજ મુકાવે,

**અષેમ વોહૂ (૪) યથા અહૂ વઇર્યો (૨) અષેમ વોહૂ (૧) અહ્માઇ રએશ્ચ–હજંઘ્રેમ–જસ મે અવંઘહે મઝ્દ–અષેમ વોહૂ (૧)** ભણી કુસ્તી કરી પતેત કરે.

ખસુસ કરી નીરંગ બરહને તને પાવાની જરૂર હોવાથી પતેત, નવસો નાહ્યા પછી કરાવવી.

પછી ન્હાન નાહનાર ગોશલખાનામાં બેસી **ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ વોહૂ (૧)** પઢે. શરીરનાં કપડાં ઉતારે અને ડાહબો **હાથ માથાં ઉપર મૂકી સરોષ બાજ લીએ.**

"અષૅમ્ વૉહૂ (૩) ફ્રવરાને....યથા અહૂ વઇર્યો (૧) કેમ ના મઝદા....ગએથાઓ અરતવઇતીશ અષહે" સુધી ભણે પછી ત્રણ મરતબે નીરંગ આખા શરીરને લગાડે, પછી ત્રણ મરતબે રેતી આખા શરીરને રગડે, પછી ત્રણ મરતબે આવ ઓતે ને શરીર લુછી કપડાં પેહેરીને કુશ્તી ખાંધ ઉપર મૂકે. ખાજ મૂકે.

"નૅમસ્યા યા આર્મઇતિશ ઇઝાચા" (ત્રણ વાર) યથા અહૂ વઇર્યો (૨) યસ્નૅમચ, અહ્માઇ રએશ્ચ, હુજ઼ંઘ્રૅમ, જસ મે અવંઘ્રહે મઝદ અષૅમ વૉહૂ (૧) કુસ્તી કરે.

ફરી પાદીઆબ કુસ્તી કરી અને આતશનાં કેબલાને સુખડ ખુશ્બો અર્પણ કરે.



# રીમન ન્હાન નવાડવાની ક્રિયા.



પ્રથમ રીમન નાહુવાની જગ્યા એવી એલાહેદી હોવી જોઇએ કે જે જગ્યા ઉપર માણુસો વિગેરેની આમદો રફ્ત યાને આવ-જા ન હોય, અને સૂર્યની રોશણી પડતી હોય એવી જગ્યા પસંદ કરી ત્યાં રીમન નવાડવું સજાવાર છે.

રીમનને માટે જે આલાતો વાપરે તેજ કામને માટે તે આલાતોનો અમલ કરવો જોઇએ. નહિ તો તે આલાત રદ કરવો જોઇએ.

પ્રથમ મોબેદ બરેશ્નુમનો ઘણી મ્હોટી-ખુબ, યા ન્હાની પાંચ તાએની ખુબ, કરી રીમન નવાડવા જાય. રીમન નહવાડયા પછી તેની ખુબ કાયમ રહી શકતી નથી, યાને તે ખુબે બીજી ક્રિયા થઇ શકે નહિ. રીમન નહવાડવાને ઘટતો આલાતઃ ન્હાની મ્હોટી ૨) નવગ્રેહ; ૨) ફુલીઆં; ૧) કાહારણું; ૧) કળશયો; ઇડાંનું કોટલું નંગ ૧), અને સાથે એક ફાલતુ માણુસ વિગેરેની સામગ્રી રાખે, અને સૂર્યનો તડકો તથા પવન તપાસી રીમન માટે પાવીઓ કાઢે, કારણ કે રીમન માણુસનો છાયો અને તેની ઉપરથી પસાર થયેલો પવન રીમન નહવાડનાર મોબેદને નહિ લાગે તેની સાહુચેતી રાખવી અને ૭) પાવી કાહાડવી, અને સાત પાવીની બાજુએ વચ્ચેથી ૨) પાવી કાહાડવી.

હવે પેલો રીમન નહવાડનાર મોબેદ પોતાનાં આલાતો લઇને ત્યાં જઇને પોતાની પાવીમાં મૂકે, અને પાદીઆબ-કુસ્તી કરીને પેલું કહારણું અને કળશયો ચોખ્ખો કરી કુવાનાં પાણીથી ભરી કાઢે, પોતાની પાવીમાં મૂકી-પદાંન બાંધીને પ્રથમ બન્ને ફુલીઆં પાવ કરે ને ખુશ્ક કરે અને એકમાં પીવાનો અને બીજામાં શરીરે ચોપડવાનો નીરંગ કાઢે, પછી કાહારણું-કળશયો પાવ કરી તેમાં આવના કતરા નાંખે, અને ઇડાંનાં કોટલાંને તડકામાં સુકવે, અને પોતે પોતાની પાવીમાં સુગો બેસે, અને જે રીમન માણુસ હોય તે પોતાના કપડાં કાઢીને તે એક દૂર એલાહેદી જગ્યામાં ખાદો ખોદીને દફન કરે, અને ત્યાંથી તે આવે ત્યારે એક ફાલતુ માણુસ દૂરથી તેને ઇશારત કરીને પાવીમાં બેસવાને સુચવે, તે વખતે પેલા ફાલતુ માણુસ ઉપર રીમન માણુસનો ઓળો યા તેની ઉપરનો ફુકેલો પવન નહિ વાએ તે માટે સાહુચેતીથી ઉભા રેહી દેખાડવું.

પછી પેલા મોબેદ કુલીઆમાંથી પીવાનો નીરંગ ઇડાંનાં કોટલામાં રેડીને નીરંગ મૂકવાની ફાલતુ બાહેરની પાવીમાં મૂકે, ત્યાંથી પેલું ફાલતુ માણુસ નીરંગ ઉપાડીને રીમન બેઠેલા માણુસની પાસેથી બીજી પાવીમાં મુકે, અને રીમન માણુસને તે નીરંગ પીવાને સુચવે અને તે રીમન નીરંગ હાથમાં ઝાળી, માથે હાથ મૂકીને,

જમવાની બાજ ધરીને વીધી પ્રમાણે ત્રણુ તબકકે નીરંગ પીએ, અને બાજ મૂકે.

અને ઇડાંનું કોટલું ભાંજી નાંખી દૂર જમીનમાં દાતી પાછો પોતાની પાવીમાં આવીને બેસે, અને સરોશ બાજ "અષહે" સુધી ધરે

અને મોબેદ સાહેબે ચોપડવાનો નીરંગ જે કુલીઆંમાં કાહી મૂકયો છે, તે કુલીઉં હાથમાં લઇને ત્રીજી પાવીમાં જઇ ઉભો રહે—અને જમણાં હાથમાં ચમચાવાલી નવગ્રેહ પકડે અને ફાલતું માણુસ રીમન નાહાનારને ઇસારતે નીરંગ લેવા કહે, જે મોબેદ ૧૫) વખત તેને નીરંગ આપે તે એવી તરતીબથી નવગ્રેહમાંથી નીરંગ રેડે કે તેની ધાર રીમન માણુસ સાથે ચમચાએ પેવન્દ નહી થાય તેવી રીતે એકદમ નાખી દે અને રીમન માણુસ આ ૧૫) વખત નીરંગ પોતાના આખે શરીરે સારી રીતે ચોપડે.

પછી મોબેદ પાછા પોતાની આલાતવાલી પાવીમાં આવે અને રેતી લઇને રીમન માણુસને ૧૫) વખત આપે જે પોતાના શરીરે સારી રીતે ચોળે.

પછી મોબેદ પાછા પોતાના મુકેલા આલાતવાલી પાવીમાં આવીને આવના કળશયો લઇ જાય, અને તેને નવગ્રેહના ચમચાએ કરી ૧૫ મરતબે આપે, અને રીમન માણુસ પોતાના શરીરે લગાડે.

એ પ્રમાણે ૧૫ વખત નીરંગ, ૧૫ વખત રેતી, અને ૧૫ વખત આવ આપે. પછી પેલો મોબેદ પાછો પોતાની આલાતવાલી પાવીમાં આવી આવનું કાહારણું પેલી બાહેરની ફાલતુ પાવીમાં મૂકે.

અને પેલા રીમન માણુસને પેલો ફાલતુ માણુસ રીમન નહાવાની જગ્યા ઉપર બેસવાને ઇશારતથી દેખાડે, જે તે જગ્યા ઉપર જઇ બેસે, અને ફાલતુ માણુસ આવનું કાહારણું લઇ જઇ મુંગે મ્હોડે પેલા રીમન માણુસ ઉપર ત્રણુ મરતબે ધીમે ધીમે પાણી રેડે તે પોતાનું આંગ

પાણીથી ચોળીને ધોય પછી ઉપરવાલો માણસ કપડાં આપે તે પોતાનું આંગ નુંછીને કપડાં પેહરે, અને ખાંધ ઉપર કુસ્તી નાંખે, બાજ મુકી કુસ્તી કરે.

અહિંઆ રીમન ન્હાન નહવાડવાની ક્રિયા પુરી થાય છે.

## પાવીઓનો નકશ.

| | | |
|---|---|---|
| ૭ | અહિઆં રીમન માણસ એસે. | રીમનને નહ-વાડવાની જગ્યા. |
| ૬ | ખાલી રાખે. | |
| ૫ | ખાલી રાખે. | |
| ૪ | ખાલી રાખે. | પીવાનો નીરંગ મૂકે. |
| ૩ | અહિઆંથી નીરંગ-રેતી-અને આવ આપે. | |
| ૨ | | |
| ૧ | અહિઆં સઘળા આલાતો મૂકી મોબેદ એસે. | |



# નીરંગદીનની ક્રિયા કરવાની વિગત.



પ્રથમ યોઝદાથ્રેગર મોબેદ બર્શ્નૂમ સાથે મ્હોટી ખૂબ (સરોશની યજશ્ને) કરે. પછી નીરંગદીનનાં ઇંજનાર બે મોબેદોને બર્શ્નૂમ આપે, જેઓ નેક ખસલતનાં, દીન ઉપર ઉસ્તવાર, અવસ્તા રાસ્તીથી ભણી જાણનારા અને ક્રિયા કામોની સંપુર્ણ માહીતી ધરાવનારા હોવા જોઇએ.

બર્શ્નૂમમાં બેઠેલા મોબેદોને ખાજી થાય, તથા મ્હોડામાં રજ આવે તો બર્શ્નૂમ ફરીથી લે, અને સર્વ રીતે બર્શ્નૂમ પાકી પરહેઝગારી સાથે સંપુર્ણ કરી દસમે દિવસે નવશોએ નાહ્યા પછી ફરીથી ગોશલ-સ્નાન કરે, અને માંથાનાં અને દાઢીનાં બાલને કંગઇ કરે, અને પાક પાણીથી ધોયેલા નવાં કપડાં પેહરે અને પાદિઆવ કુશ્તી કરી ફર્જયાત ગૂજારી ઉર્વીસ-ગાહમાં આવે. હવે જે મોબેદે બર્શ્નૂમ આપ્યું હોય તે પ્રથમ ન્હાની પાંચ તાએની ખૂબ કરી પરગરૂ કરીને બર્શ્નૂમમાંથી ફારેગ થયલા મોબેદ જન (૧) ને મીનોનાવરની ખુબ કરાવે અને તે પછી આ બર્શ્નૂમ દેનાર મોબેદ નીરંગદીન કરનારા મોબેદો સાથે નીરંગદીનને લગતા બીજાં ક્રિયા કામમાં કશો ભાગ લે નહિ.

અને જે મોબેદે મીનો નાવરની ખુબ કીધી છે તેને તેજ દિવસે યાને ૧૦ મે દિવસે પેલા પોતાના નીરંગદીન કરનારા બીજા સાથીને પરગરૂં કરી મ્હોટી ખુબ (મીનો નાવરની યજશ્ને) કરાવે.

અને ૧૧) મે દિવસથી ગેવરાની ક્રિયા ૬) દિવસ સુધી જારી રાખે, યાને એ ૬) દિવસ સરોશની ક્ષ્નુમનથી યજશ્ને કરે. તે એવી રીતે કે પેહલે દિવસે, જે મોબેદે આતરવક્ષી કરીને પોતાના સાથીને ગેવરો આપ્યો છે તેને સરોશની ક્ષ્નુમનથી યજશ્ને કરી બીજે દિવસે ગેવરો લેવો. એ પ્રમાણે અરસપરસ ૬) દિવસ ગેવરા કરે, અને બન્ને મોબેદ સાહેબો વખતો વખત જુદી જુદી સરોશ બાજ ધરી જુદા જુદા જમવા બેસે, અને ૬ ઠે દિવસે ગેવરો લઇ બન્ને મોબેદો જુદી જુદી સરોશ બાજ ધરી અરસપરસ એક બીજાની દરૂનની ચાશણી કરે અને "હમકલામ" થાય. પછી—

ઘડા ૨), જેમાં એક મ્હોટો, અને બીજો તેથી સ્હેજ ન્હાનો, કળશ્યા ૨), કાંસીઆં ૩), રકેબી ૧) ચોખ્ખાં કરે, પાવ કરે અને ખુશ્ક કરે, ને પાક પથ્થર ઉપર મૂકે, મલમલના કટકા ૨) સુતરનાં

વણેલા દોરા અને સંગરીઝેહ્ નંગ ૪૦ ની સંખ્યામાં ચોખ્ખા કરી પાવ કરી ખુશ્ક કરે.

વરસ્યો તથા ગોધા મંગાવી, તેઓને નહવાડી સાફ કરી બરદાશ્ત કરે.

હમ કલામ થયા પછી યાને સાતમે દિવસે, નીરંગનો મ્હોટો ઘડો જે પાવ કરી ખુશ્ક કરી મુકયો છે, તે લઇ વરસ્યા આગળ જાય, અને નીરંગ ઝાળતાં ત્રણવાર **અષેમ્ વોહૂ** ભણતા ઘડો નીરંગથી પાવ કરે, અને એક પથ્થર ઉપર એલાહેદો મૂકે પછી પાવ કળશ્યા જે ખુશ્ક કરી મુકયા છે તે બંને મોબેદો લઇને પ્રથમ વરસ્યાનો નીરંગ ઝાળે અને ઘડામાં નાખે–એ પછી બીજા ગોધાઓનો નીરંગ ઝાળી પેલો ઘડો હાવનગેહમાં ભરી નાખે અગર જો અધુરો રહયો હોય તો તે રપીથ્વીન-ગેહમાં ભરવાનો મોકુફ કરે, પછી ઉજીરનગેહમાં બન્ને મોબેદો પાદિઆવ કુશ્તી કરી નીરંગ ઝાળી ઘડો ભરપુર અને પાક જગ્યા ઉપર મૂકે.

ઉજીરનગેહમાં આવનો ઘડો જેમ આવ સરેશ્તા પ્રમાણે પાવ કરવામાં આવે છે તેમ પાવ કરી રાખે; તથા નીરંગનો ઘડો પાવ કરે તે એવી રીતે કે તે ઘડો એક એલાહેદા ખુઆન ઉપર મૂકી, જે પાવ કળશ્યામાં નીરંગ છે, તે લઇને નીરંગદીનનો કરનાર **અષેમ્ વોહૂ** (૩) બાજમાં પઢતાં નીરંગનો ઘડો બાહાર છલકાય તેવી રીતે પાવ કરે અને નીરંગ અને આવનાં એ બન્ને ઘડા ૩) આગળ જેટલા અધુરા કરી ઢાંકી મુકે.

કુંડી તથા અષ્ટામાં સર્વે ઉજીરનગેહમાં સાફ ચોખ્ખાં પાણીથી–ચોખ્ખાં કરે અને જે નીરંગદીનની આતરવક્ષી કરનાર ધણી હોય તે ઉજીરનગેહમાં પરગરૂ કરે. જોર કાઢે, હોમ ગાળે અને હોમ ગાળતાં નીચલા કલામો પઢે:

**"ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનામ્ ફ્રવષયો. યેંઘ્હે હાતાંમ...તાઓસ્ચા યજમઇદે."**

ત્યારે રાથવી યાને નીરંગદીનની જોતી કરનાર મોબેદ પાવીમાં આવી નીચલા કલામો પઢે.

**"અથા રતુશ્ અષાતચિત્ હચ, ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓત્."**

અને એ પ્રમાણે પરગરૂ તમામ 'કરે, અને એક વાતું અને તે ઉપરની ખુમચી પાવ કરે, અને વાતા માંહે હોમનુ કુલિઉં અને જોરનું

ફુલિઉં, સુરાખદાર તશ્તો તથા વરસની વીંટી તથા પાવ કીધેલી હોમસલી ઉર્વરામ ખજૂરીની પાત્રી વિગેરે મુકી વાતું ખુમચાએ ઢાંકી તેને એક જુદી પાવીમાં એલાહેદા પથ્થર ઉપર મુકે.

અઇવિસ્રુથ્રેમ ગેહમાં હિંઢોરા ઉપર ચેરાગની સારી રોશની કરે, અને પાદિઆવ કુસ્તી કરી ફર્જયાત ગૂજારે અને મોબેદોને પાણીની શોશ લાગે તો બાજ ઇજી પાણી પીએ, ખાણું ખાએ અને બાજ મુકે.

ઉષહિન ગેહમાં આતશ રોશન રાખે, અને રેતીનાં (૨) ખુમચા તેયાર કરેલા છે, તે હિંઢોરા આગળ દરમ્યાનમાં મુકે, અને નીરંગનો ઘડો જોતીનાં જમણા હાથ ઉપર રેતીનાં એક ખુમચામાં મુકે, તથા જોતીના ડાહુબા હાથ ઉપર બરૅસ્મ ગમથી રેતીના બીજા ખુમચામાં આવનો ઘડો મુકે, અને નીરંગ અને આવના ઘડા અકેકથી એવી રીતે દૂર રાખે, જે આવનો છાંટો નીરંગના ઘડાને અને નીરંગનો છાંટો આવનાં ઘડાને નહિ લાગે, એ પ્રમાણે બેઉ ઘડા ઉપર નેગાહ રાખે; ઉષહિનગેહમાં પાદિઆવ–કુસ્તી કરી ફર્જયાત ગુજારે અને વંદીદાદની આતરવક્ષી કરનાર મોબેદ પરગરૂ કરે, તેની મુખ્ય હકીકત.

પ્રથમ સરેશ્તા મુજબ કળશ્યા ૨) પાવ કરે, તથા કુંડી ૧) પાવ કરે અને હિંઢોરો પાવ કરી આલાત કુંડીમાંથી બાહેર કાઢે, અને જોતી પાવ વાતું લાવી પરગરૂ કરનાર આગળ રજુ કરે, જેમાંથી તે, હોમનું ફુલિઉં, જોરનું ફુલિઉં, સુરાખદાર–તશ્તો, વરસની વીંટી, હોમસલી; ઉર્વરામ,–વિગેરે કાઢી હિંઢોરા ઉપર મેહલમેહલે ગોઠવે, પછી સરેશ્તા પ્રમાણે બરસ્મને પાતરી બાંધે, અને તે પછી વરસની વીંટી હાથમાં લઇ નીચે પ્રમાણે પઢે.

**અષેમ વોહૂ (૩) ફ્રવરાને...ઉષહિનાઇ અષઓને અષહે–રથ્વે, ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ બેરેજયાઇ ન્માન્યાઇચ અષઓને અષહે રથ્વે, ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ જરથુશ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ ક્ષ૦ ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦**

**યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મૂતે, અથા રતુશ્ અષાતચિત હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓતૂ.**

**અષેમ વોહૂ (૪)** પઢતા વરસ ચેહાર મરતબે કુંડીમાં પાવ કરે, અને બાજ મુકે.

**યથા અહૂ વઇર્યો (૨) યસ્નેંમચ વહ્મેમચ અઑજસ્ચ જવરેંચ આફ્રીનામિ, જરથુસ્ત્રહે સ્પિતામહે અષઑનો ફ્રવષેએ.**

(બાજમાં) **જરથુશ્ત્રહે સ્પિતામહે અષઑનો ફ્રવષેએ અએદર યાદ બાદ.**

પરગરૂ પુરૂં કરી રાથ્વી બરેસ્મ ઉપર બે આંગળી મુકી બેસી રહે, પછી જોતી હાજર થઇ બાજ લીએ, બાહેરની પાવીમાં ઉભો રહે. અને

"**ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહૂ** (૧)" પઢી ઉર્વિસ-ગાહમાં પ્રવેશ થાય, અને આતશ ઉપર ખુશ્બો મુકે. પછી જમણો હાથ મુગે મ્હોડે પાવ કરે અને આતશ ઉપર ખુશ્ક કરે, અને યથા અહૂ વઇર્યો ૫) મધ્યે ૨) ભણી જાય. અને ત્રીજી યથા અહૂ વઇર્યોની "**વ્યઑથનનાંમ્**" ભણતાં નીરંગનો સરપોશ ઉંઘાડી નીરંગ ઉપર નઝર ફેંકે, અને "**અહ્યહેઉશ મજદાઇ**" પદ પઢતાં આવના ઘડાનો સરપોશ ઉંઘાડી આવ ઉપર નઝર ફેંકે, (ખરી રીત તો આ છે કે નીરંગનાં ઘડાને જોયા પછી તે હાથ પાવ કરી ખુશ્ક કરી આવનો ઘડો ઉંઘાડી નઝર ફેંકે, એમ મેહલેમેહલે કરવાની ફર્જ છે, કારણકે નીરંગના ઘડાને લગાડેલો હાથ આવના ઘડાને પાવ કીધા વિના લગાડી શકાય નહિ. એવો કદીમુલ ઐયામનો વાસ્તવિક રિવાજ છે) પછી પાછા ૪ થી અને ૫ માં યથા અહૂ વઇર્યો ભણતાં ઉપર પ્રમાણે નીરંગ અને આવ જોય ત્યાર પછી જોતી આતશ સન્મુખ ઉભો રહી પઢે.

"**નેંમસેં-તે આતર્શ મજદાઓ અહુરહે હુધાઓ મજિશ્ત યજ્તત.**"

**અષેમ વોહૂ** ૩) પઢે, એવી રીતે હરેક "**અષેમ્**" પદ બોલતાં "નીરંગ" જોય. અને "વોહૂ" પદ બોલતાં "આવ" જોય. આમ કરતાં જોતી ઘડાના સરપોશ મેહલેમેહલે ઉંઘાડે ઢાંકે, અને હાથ આતશ ઉપર ખુશ્ક કરે ત્યાર પછી જોતી જમણો હાથ પાવ કરે અને પઢે.

"**ફ્રવરાને...ઉષહિનાઇ...બેરેજયાઇ** **ન્માન્યાઇચ....તવ આતર્શ પુથ્ર અહુરહે મજદાઓ. ક્ષનઑથ્ર ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે.**"

ત્યાર પછી જોતી **અષેમ વોહૂ** (૩) પઢતાં આતશનો ખુઆન પાવ કરે, અને "**ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહૂ** (૧) પઢતાં

પેહલો જમણો હાથ પાવ કરે, અને એજ પ્રમાણે પછી ડાહબો હાથ પાવ કરે, અને "**યથા અહી વઇર્યો**" (૨) પઢે તેમાં પેહલી યથાની– "**બ્યઍાથનનાંમ**" પઢતાં જમણો પગ હિંઢારા ઉપર મુકે બીજી યથાની "**બ્યઍાથનનાંમ**" પઢતાં ડાહબો પગ હિંઢારા ઉપર મૂકે, ત્યારે રાથ્વી હિંઢારા ઉપરથી ઉતરી **અએસ્મ–બોય**, મેળવી બાહેરની પાવીમાં આવી **અષૅમ વૅાહી** (૧) **અહ્માઇ રએશ્ચ–હ્જંઘ્રૅમ–જસ મે અાંઘ્રહે મઝ્દ**, તમામ પઢી કુશ્તી કરે.

રાથ્વી હાજેર થઇ

"**ક્ષ્નઍાથ્ર અહુરહે મજદાઍા અષૅમ વૅાહી** (૧)" પઢી "ઉર્વી-શગાહ" માં દાખલ થઇ મુગે મ્હોડે હાથ પાવ કરી **યથા અહી** વઇર્યો (૫) પઢે. પછી જોતી રાથ્વી બન્ને જણા બાજમાં સરોશની યાદ કરે અને સાથે પઢે.

(નિચલું પદ પઢતાં જ્યાં જે પદો બોલતાં "નીરંગ–જોય," અને "આવ–જોય," એવું લખ્યું છે, ત્યાં રાથ્વી મેહલેમેહલે ઘડાના સરપોશ ઉંઘાડે, અને જોતી રાથ્વી બન્ને જણા તે ઉપર નઝર ફેંકે, અને ઘડા ઢાંકે તેમ મેહલેમેહલે રાથ્વી હાથ આતશ તરફ લાવી–ખુરક કરતો જાય.

"**ફ્રસ્તુયે**" પદ બોલતાં "નીરંગ" જોય "**હુમતોઇબ્યશ્ચા**" પદ બોલતાં "આવ" જોય,...(જાવત)....**ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ તરોઇ-દીતે...અષૅમ વૅાહી** (૩) પઢે.

આ દરેક "**અષૅમ,**" પદ બોલતાં "નીરંગ" જોય, અને "**વૅાહી**" પદ બોલતાં "આવ" જોય; એ પછી–"**યથા** વઇર્યો (૪) પઢે, અને તેનાં દરેક "**બ્યઍાથનનાંમ**" પદ બોલતાં "નીરંગ" જોય; અને "**અંઘ્રહે-ઉશ્ મઝ્દાઇ**" પદ બોલતાં "આવ" જોય.

"**નિવએઇયમિ**" પદ બોલતાં "નીરંગ" જોય, અને "**હંકાર્યેમિ** પદ બોલતાં "આવ" જોય.

પછી "**યસ્નેમ વચો**" સુધી સરાસર પઢી જાય અને પછી **અષૅમ વૅાહી** (૩) પઢે, એ ત્રણ

"**અષૅમ**" પદ બોલતાં "નીરંગ" જોય અને "**વૅાહી**" પદ બોલતાં "આવ" જોય. પછી

"યેઘ્નહેમે" પદ બોલતાં "નીરંગ" જોય, અને "અષાત્ હ્યા" પદ બોલતા "આવ" જોય.

એ પછી અહુરાઇ મજ્દાઇથી સરાસર પઢે તે ૨૭મા હા સુધી અને પછી

રાત્વી-"યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રૂતે" પદ બોલતાં અએસ્મ-બોય આતશમાં મેળવે.

જોતી પઢે-"અથા રતુશ" પદ બોલતા "નીરંગ" જોય અને "અષાત્ચિત્" પદ બોલતાં "આવ" જોય.

"ફ્રઑત" શબ્દ પઢતાં "નીરંગ જોય. "અહુરો મજ્દાઑ" પઢતાં "આવ" જોય;

ત્યાર પછી ૧૯ મી પરગરદ લગી પઢે, અને અષેમ વોહૂ (૧૦૦) અને યથા અહૂ વઇર્યો (૨૦૦) પઢે, આ ૨૦૦) યથા અહૂ વઇર્યોમાંથી છેલ્લી યથા અહૂ વઇર્યો (૯) એવી રીતે પઢે કે તેમાંની પહેલી (૨) યથાની દરેક બ્યઑથનનાંમ્ પઢતાં ૨) કાંકરાં નીરંગના ઘડામાં નાખે, અને ત્રીજી યથાની "બ્યઑથનનાંમ્" પઢતાં એક કાંકરો આવનાં ઘડામાં નાંખે.

એ પ્રમાણે ૨)જી વાર-ઉપર પ્રમાણે-ત્રણ કાંકરા નીરંગ અને આવનાં ગડામાં નાખે, અને

એ પ્રમાણે ત્રીજીવાર ત્રણ કાંકરા નીરંગ અને આવનાં ઘડામાં નાંખે. એ પ્રમાણે ૯ યથા અહૂ વઇર્યો ભણતા (૯) કાંકરા નીરંગ અને આવના ઘડામાં નાંખે પછી જોતી પઢે,

ગઑ-મએઝેમ[1] ગચ દાત્યાઑ (નીરંગ જોય) ખિશ આપેમ મજ્દ દાત્યાઑ (આવ જોય) અને વંદીદાદ તમામ કરી બાજ મૂકે, અને

૧ ગઓમેજનો અર્થ ગોધાનો તરો થાય છે, ગઓમેજ અવસ્તામાં જણાવેલા કાયદા પ્રમાણે પવિત્રાઇ મેળવવા માટેનો સર્વેથી સરસ ઇલાજ "પાણી" અને તેથી ઉતરતો "ગૌમુત," છે, ગૌમુતને અવસ્તામાં "ગઑમએઝ" કહે છે, જુઓ (વં૦ ૫૦ ૯, ફ૦ ૪૦, તથા ૫૦ ૧૯, ફ૦ ૭૦-૭૫,) અથવા "ગેઉશ્ન મએસ્મન" વં૦ ૫૦ ૫ મી, ફ૦ ૧૪૮. ૫૦ ૭ મી ફ૦ ૩૪, ૫૦ ૮ મી, ફ૦ ૧૧૬-૧૧૯-૧૨૨-૧૨૬-૨૭૫-૨૯૯; ૫૦ ૯ મી, ફ૦ ૧૩૯-૧૪૦-૧૪૪, ૫૦ ૧૬ મી ફ૦ ૨૭ અને વીસ્તાસ્પ યશ્ત ફ૦ ૩૧,) અથવા ફક્ત "મએસ્મન"

જોર કુવામાં મેળવે, પછી હાવન ગેહમાં પાદિઆવ-કુશ્તી કરી ગેહ ભણી ઉવિંસ-ગાહમાં આવી, પાવ અને ખુશ્ક કીધેલા મલમલના કટકા, તથા

(જુઓ વંદી૦ ૫૦ ૮ મી ફ૦ ૩૧-૩૨-૩૭,)નાં નામથી ઓળખે છે. પેહલવીમાં તેને "ગોમેઝ" કહે છે, જે ફાર્સી "ગમીઝ" સાથ તદન મળતો આવે છે.

ગઓમએઝ વિષેનો મુખ્ય સિદ્ધાંત વંદી૦ ૫૦ ૧૯ ફ૦ ૭૦ માં નીચે પ્રમાણે મળે છે.

"અહુરમઝદે જવાબ દીધો કે, ઓ જરથુસ્ત્ર! ખસી કીધા વગરના અને દીનના ફર્માન પ્રમાણેનાં ગોધાનો ગોમેઝ તારે લેવો જોઇએ."

**ગૌમુતનો ઉપયોગ**— ત્યારે ગૌમુતનો ઉપયોગ કયાં કયાં, અને કયારે કરવો જોઇએ તે અવસ્તાના નીચલા ફર્માનથી સાબેત થાય છે.

અવસ્તામાં જુદા જુદા પ્રકારની અપવિત્રાઇનું વર્ણન બારીકીથી આપી નીચે પ્રમાણે ખુલાસો કરે છે.

પ્રથમ તો અપવિત્ર ચીજ માટે પાધરા સંબંધમાં આવવાથી નિપજતી ('હામ-રએથવ) (વં૦ ૫૦ ૯ મી ફ૦ ૧૨ માં) "સીદ્ધી રીમની," અને રીમન થયલા માણુસો અથવા ચીજોથી ઉડીને લાગતી ('પઇતી-રએથવ' વં૦ ૫૦ ૯, ફ૦ ૧૨, વં૦ ૫૦ ૧૯, ફ૦ ૪૦) "આડકત્રી-રીમની" વચ્ચેનો તફાવત ધ્યાનમાં લેવાનો છે. સર્વથી ખરાબ રીમની અપવિત્ર લાશને અડકવાથી લાગે છે. આત્મા શરીરથી છુટો પડે છે તેજ પળે શરીર ખરાબ-શકિતનાં સ્વાધીનમાં જાય છે, અને તે જેમ અડકે છે તેને અપવિત્ર કરે છે. કોહવાટના દરૂજ (દરૂજે નસુશ) તુરતજ લાશને પોતાનાં હસ્તક લે છે, અને જે કોઇ તેને અડકે છે, અથવા તેની નજદીક આવે છે, તેનાં ઉપર તે ગાલેબ થાય છે; કોઇ માણુસ અથવા કુતરો મરણુ પામ્યો હોય તો આ બાબદમાં માણુસના જેવીજ રીમનની બાબદમાં એકજ તબકકો હોય છે. (જુવો કુતરાની બાબદમાં વં૦ ૫૦ ૯ ફ૦ ૨૬-૪૭-૫૫-૭૫-૯૭-૧૦૫, ૧૨૫-૧૬૨, વં૦ ૫૦ ૧૫, ફ૦ ૨-૧૦-૨૦-૬૧-૧૨૫) મરણુ પામે તે વખતે, તે જે ઘેરમાં મરણુ પામે તે ઘરમાં, બે, પાંચ, પચાસ કે સો મરદો અથવા સ્ત્રીઓ હોય, તો "દરૂજ નસુશ" તુરતજ ઉતર તરફથી એક માંખીનાં આકારમાં ધસી આવે છે, ને ઘરના સઘળા માણુસો ઉપર ચહડી બેસે છે અને તેમને ચેપ, અપવિત્રાઇ તથા નજીસાતથી અપવિત્ર કરે છે. (જુઓ વંદી૦ ૫૦ ૫, ફ૦ ૮૩-૧૦૮; વં૦ ૫૦ ૭ ફ૦ ૪-૨૭. વંદી૦ ૫૦ ૯, ફ૦ ૧૬૮-૧૭૧ અને વંદી૦ ૫, ૧૦).

એકલા એક માણુસને લાશ ઉંચકવાની મનાઇ છે, કારણુ કે તેથી હંમેશા સુધી પેલી દુન્યામાં પણુ અપવિત્ર રહે છે. (જુઓ વંદી૦ ૫૦ ૩ ફ૦ ૪૪-૪૮) હંમેશા લાશ ઉચકવા માટે બે માણુસો હોવા જોઇએ, લાશ ઠેકાણે પાડવા પછી તેઓએ પવિત્ર થવા માટે નવાઇ જેવી ક્રિયા કરવાની હોય છે વંદીદાદની ૮ મી પરગરદના ફ૦ ૩૧-૩૭; પ્રમાણે તેઓએ પોતાનાં શરીરને તથા બાલને નાનાં

સુતરના દોરા વડે ઘડાનાં મોઢાં બાંધે એટલે નીરંગ-દીનની ક્રિયા સમાપ્ત થઇ. (જુવો યજશ્ને બા નીરંગ કૃત દસ્તુર દી૦ જી૦ ગરડા જે. પી૦ પૃ૦ ૨૭થી ૩૩).

---

દોર અથવા ભારબરદારી દોરો અથવા મરનારનાં બે ઘણીજ નજદીકનાં સગાંના સુતરથી ધોવાં (જુઓ વંદી૦ ૫૦ ૮ ફ૦ ૧૧૧-૧૯.)

"મુવેલાં બાળકનો જન્મ આપનારી સ્ત્રી માટે" એકથી દશ મહિનાના હમેલદાર પછી મુવેલાં છોકરાનો જન્મ આપનારી સ્ત્રી પણ અવસ્તા પ્રમાણે અપવિત્ર છે, કારણ કે તેણી, લાશને ઉંચકી ઠેકાણે પાડવા માટે લઇ જનાર મરદ જેવીજ અપવિત્ર ગણાય છે, એવી સ્ત્રીને એક એલાયદી જગ્યાએ રાખવાનું ફર્માન છે, તેણીને ખોરાક તરીકે પહેલવહેલે રાખ સાથે ભલેલો ગોમેજ ત્રણ અથવા છ અથવા નવ ટીપાં જેટલો પીવા આપવો. (વંદી૦ ૫૦ ૫, ફ૦ ૧૪૮-૧૫૦ અને વંદી૦ ૫૦ ૭, ફ૦ ૧૬૨-૧૬૪;) તેણીએ તોજેશ કરવાની હોય છે, ત્રણ દિવસ પછી તેણીએ પોતાનું શરીર તથા કપડાં ગોમેજ તથા પાણીથી ધોવાનાં હોય છે. વળી નવ ખાડા આગળ પવિત્ર થવાની એટલે ઘણીજ કારગર લાગનારી પવિત્રાઇ મેળવવાની "બરેષ્નુ નુહશ્વ" અથવા નવરાતનાં બરેષ્નૂમની ક્રિયા કરવાની હોય છે. આ ત્રણ દિવસ જવા પછી તેણીએ પાછું નવ દિવસ સુધી ખોટી થવાનું છે તેણીએ તેટલો વખત "બીજા માજદયસ્નાનોથી દુર બેસવાનું હોય છે, તેણી પોતાનો ખોરાક તથા કપડાં પણ એલાયદાં રાખવાનાં હોય છે." નવ દીવસ પુરા થવા પછી તેણીને પોતાનું શરીર તથા કપડાં ધોવાના હોય છે તથા ગોમેજ તથા પાણી વડે નાહીને પવિત્રાઇ મેળવવાની છે. (જુઓ વંદી૦ ૫૦ ૫, ફ૦ ૧૫૨-૧૬૦ તથા વંદી૦ ફ૦ ૭, ફ૦ ૧૬૬-૧૭૦) (યુજેન વીલ હેમનો ગઓમુત=નીરંગનો રેસાલો જુઓ સાંજ વર્તમાન તા૦ ૨૮-૧૨-૧૯૧૦)

ત્યારે ઉપલી રીતે મુવેલું છોકરૂં જણનારી સ્ત્રીને

૧ લું—નીરંગ પાવાનો-અને તે પછી

૨ જું—નવરાત પછી નાહીને પવિત્ર થવા માટે-પ્રથમ નીરંગ અને પછી પાણીનો ઉપયોગ કરવા ફરમાવે છે.

૩ જું—ગુજરેલા માણુસ યા કુતરાને અડકનાર માણુસને પ્રથમ નીરંગથીજ પવિત્ર કરવામાં આવે છે.

૪ થું—ગુજરેલી લાસોથી રીમન અથવા કેટલીક તરેહના કપડાં, વાસણો પ્રથમ નીરંગથીજ પવિત્ર કરવામાં આવે છે.

૫ મું—દસ્તાનવાલી સ્ત્રીને, પાક થવામાં પણ પ્રથમ નીરંગનોજ ઉપયોગ કરવામાં આવે છે. (વં૦ ૫૦ ૧૬.)

૬ ઠું—"ગઓમેજ" લીધા વીનાનો હાથ વસીદો કહેવાય છે, અને તેવો હાથ ઘરની બીજી ચીજોને કે આતશને લગાડવો એ વંદીદાદ ૫૦ ૧૮ ફ૦ ૧૯-૨૬ પ્રમાણે ગુનાહ ભર્યું છે.

આ ક્રિયાથી પાવન કીધેલો નીરંગદીન તેને સંભાળથી રાખવા માટે, કાચની પાવ કીધેલી બાટલીઓમાં ભરે, તેનાં મોંઢાં કપડાંના

---

નવજોત થનારા બાળકને, પરણતાં જોડાંને, રીમન થયલા માણસને અને બરેશ્નૂમ લેનાર મોબેદને નીરંગ દીનની મોતેબર ક્રિયા કરી પવિત્ર કીધેલો "ગઓમેઝ" પાવામાં આવે છે.

આ સિવાય આ ગઓમેજ શારિરીક આરોગ્યતા માટે અનેક દરદોના ઉપચારો માટે મેળવણીથી ઉપયોગ કરવામાં આપે છે, તેની મુખ્તેસર હકીકત.

(નીરંગમાં સમાયલા ઔષધિ-ગુણો.)

નીરંગમાં સમાયલા કેટલાક ઔષધી ગુણો નીચે પ્રમાણે છેઃ—

નીરંગ, (ગોમેઝ) આંગપર લગાડયાથી ખંડ, ખૂજલી, દરાજ, કોહવાટ થતો નથી, અને થયો હોય તો દૂર થાય છે.

નીરંગ શરીર પર લગાડી સુકવીને રોજ સ્નાન કરવાથી ચરબીથી જાડું થયલું, અને વાયુથી ફુગેલું શરિર, પાતળું અને સંગીન બનને માંસનાં શાખાઓમાં કુવ્વત આવે છે.

મસ્તકમાં બલગમ ઘાડો થયો હોય તો, નીરંગ સુંઘવાથી બલગમ પાતલો થઇ, નાકવાટે બાહેર નિકળે છે, અને માથાંનો દુઃખારો નરમ પડે છે. નાકમાંથી બદબુ આવતા 'પીનસ' રોગને વારતે નીરંગમાં કળોંજી મેળવીને ટીપાં નાંખ્યાં હોય તો, તો એ વ્યાધિ સારી થાય છે.

વાયુથી કાન દુઃખતો હોય, અથવા બેહરાપણું આવ્યું હોય, અથવા કવીનાઇન ખાધાથી બેહરાપણું આવ્યું હોય, અથવા કાન કોતરવાથી પાકો હોય તો, નીરંગનાં ટીપાં નાખવાથી સાજો થાય છે.

કાનમાં જીવજંતુ ગયું હોય, તે વખતે નીરંગનાં ટીપાં નાંખવાથી, જંતુ તરફડીને બહાર આવે છે.

નીરંગને સાતવાર જાડાં કપડાંથી ગાળી લઇને, મજબૂત બુચવાલી શીશીમાં રાખ્યો હોય, અને તેમાંથી ન્હાનાં બચ્ચાંને એક ચમચી, અને મ્હોતાંને એકથી બે ચમચા, દિવસમાં બે વખત પીવામાં આપ્યા હોય તો તેથી પેટનો વાયુ છુટી ઝાડો સાફ આવે છે; અને ભૂખ લાગે છે, હોજરી, આંતરડાં, અને તલ્લીને કુવ્વત આપે છે. તલ્લી મ્હોટી થઇ હોય કે જેને બરોળ કહે છે તે દરદ સાજુ થાય છે.

નાડી ધીમી પડી ગઇ હોય તો તેને સજીવન કરે છે.

પવનથી અથવા ચરબીથી માસિક માંદગી બરાબર નહિ થતી હોય, ને કમ્મર અને પીડુમાં દુઃખારો થતો હોય તેને નીરંગનાં કેટલાંક ટીપાં પાવાથી માસિક રૂતુ બરાબર આવે છે.

પેટની વા, બાદી અને વાગોળા ઉપર, તેમજ શરીરમાં ચસકા, ગોદા મારતા હોય અને શરીર જકડી ગયા જેવું લાગતું હોય તેવાં દરદોને નીરંગ સારો ફાયદો કરે છે.

ડબલ પડથી ઢાંકી, પાક દોરાથી બાંધે અને તેજ રીતે 'આવ' ભરી એક એલાહેદી પવિત્ર જગ્યામાં મુકી ઘટતી વખતે ઉપયોગ કરે.

---

કોઇ પણ સડેલા ઝખ્મ ઉપર નીરંગનાં પોતાં મૂકવાથી ઝખ્મની ખરાબ વાસ દૂર થાય છે અને આહેસ્તેથી ઝખ્મ રૂઝ આવે છે.

નીરંગ છાંટવાથી બદબો દબી જઇને હવા સ્વચ્છ થાય છે. કીડી મંકોડીનો નાશ કરે છે.

ઉડતા રોગવાલા રોગીનાં ઓરડામાં નીરંગ જરૂર છાંટવો જોઇએ, અને તેનું ભિંજવેલું કપડું દરદીનાં નાક આગળ રાખવાથી ફાયદો થાય છે.

મરકીમા ( દીલીરીયમ સનેપાત ) થયેલા દર્દીઓને નીરંગ પાવાથી, અને સુંઘાડવાથી મારે હાથે સારી હાલતમાં આવ્યા છે.

ઉડતા રોગવાલા દરદીના મળમુત્ર કપડાં નીરંગમાં નાંખવાથી તેની સારવાર કરનારાઓને પેલાં કપડાંની દુર્ગંધથી મરકી લાગુ પડતી નથી.

નીરંગમાં આપણી ચાલુ અંગ્રેજી અને યુનાની ઘણીએક દવાઇઓનાં ગુણો સમાયલા છે, જેવાં કે નવસાગર, ( લાઇકર કાલસીસ ), લાઇમવૉટર, કૉલનવૉટર, સ્પીંટ, એમોન્યા એરોમેટીક, દીજીટેલીશ એરેગેટ, ક્રિયોસેફ્નીક એસીડ, કોલતાર, કસ્તુરી, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, પેપરમીટ જેવી દવાઓનાં ઓછ વધતા ગુણો સમાયલા છે.

એ વતરોગે નીરંગના અનેક ફાયદા છે.

(દીનશા ધનજીભાઇ કાબરા, જામે જેહાનુમા-મુંબાઇ, તા૦ ૧૮-૫-૧૯૨૦)



# નવો વરસ્યો કરવાની ક્રિયા.

-(⊛)-

૧ વરસ્યો બનાવવા માટે "નીરંગેસ્તાન" નામની કેતાબમાં ફરમાવે છે કે, "ગેઉશ વા અસ્પહે વા વરસહે."

અર્થ—"બળદ અથવા ઘોડાનો વરસ લેવો." (જે એ શુદ્ધ સફેદ ગોધાના બાલ) બળદ હોય તો પુછડીના વાળ, અને ઘોડો હોય તો તેની યાલના બાલ વરસ માટે લેવા.

વળી વરસ્યો કરવાનો ઇસારો વંદીદાદની ૧૯ મી પરગરદમાં નીચે મુજબ મળે છે.

અ૦—ગઑમએઍમ અઇચશોઇશ્ જરથુશ્ત્ર ગઑમ્ પઇરિ એખશાનેમ બેખેદરૅમ દાઇત્યો કૅરૅતૅમ.

અર્થ—અએ જરતોશ્ત! તું વગર ખસી કીધેલો જવાન બળદ જે ક્રિયા કીધેલો હોય તેનો નીરંગ ઝાળ. (યાને વરસ્યાનો નીરંગ ઝાલ.)

અવસ્તામાં 'વરસ' તે બાલને કહે છે, અને જે ગોધાનો વરસ લેવામાં આવે છે તેને તે ઉપરથી 'વરસ્યો' કરી નામ

---

૧. વરસ (અવસ્તા 'વરૅસ') એક શુદ્ધ સફેદ ગોધાની પુછડીના ક્રિયા કરી લીધેલા બાલ માટે વપરાય છે, તે એ પરથી વરસ્યો કહે છે. યજશ્ને–વંદીદાદ વીસ્પર્દ વિગેરે પાવમહેલને લગતી ક્રિયામાં આ બાલની અષ્ટધાતુની વીંટી હોમ ગાળતી વેળા તથા સદરહુ ક્રિયા કરતી વેળા તેનો ઉપયોગ કરવામાં આવે છે.

આ બાલ અને વીંટી કેવી રીતે બનાવવામાં આવે છે તેના અત્રે સંક્ષેપમાં ભાસ લખશું. "આ બાલ લેવાને આપણે ઉપર કહી ગયા તેમ પહેલવહેલા એક શુદ્ધ સફેદ ગોધો શોધવામાં આવે છે કે જે બરજીશી યાને બ્રેસ્પતીની જીરમનોજ હોવો જોઇએ, એટલે કે જે વખતે તે ગોધાનું બુન તેની માદાનાં ગર્ભસ્થાનમાં પડે છે, તે વખતે કોઇ બીજા ગ્રહોની નજરાત યાને aspect તેની ઉપર હોતી નથી, આવી રીતનો બીજા ગ્રહોની નજરાત aspect વગરનો શુદ્ધ સફેદ ગોધો પહેલાં તૈયાર કરવામાં આવે છે, જેને આપણે "વરસ્યાજી" તરીકે ઓળખીએ છીએ. આ વરસ્યાનો "વરસ" યાને બાલ આપણી ક્રિયાઓમાં ખાસ કરીને લેવામાં આવે છે. આ બાલ લેતી વખતે તે જાનદાર પ્રાણી કે જેમાં "વોહુ ફ્રયાન" આતશ છે, તે "વોહુ ફ્રયાન" આતશ સાથેજ તે બાલને લેવામાં આવે છે, આપણે જાણીએ છીએ અને આપણા ધર્મ પુસ્તકોમાં પણ લખેલું છે કે એક

રાખેલું છે. આ વરસ્યો શુદ્ધ સફેદ (કોલો) અને વગર ખાપણનો હોવો જોઇએ કે જેને દીનમાં કામમાં લેવો સજાવાર છે.

નવો વરસ્યો બનાવવા માટે તેને દરેમેહરમાં લઇ જઇને સ્નાન કરાવી તેના પુછડાને સાબુને ધોય અને કંગઇ કરે અને તેને એક એલાયદી પાવીમાં બાંધવો પછી પ્રથમ નવા કપડાંની જોડી ર) ચોખ્ખા પાણીથી ધોઇ સુકવી તૈયાર કરી ઇંજેલા હોય તે, મોબેદ જન ર) આ ક્રિયા કરનાર હોય તેને નાહી ધોઇ, ગોશલ ઉતારી પેહરવાં અને પોતાની ફર્જીયાત ગુજારવા પછી નવેસરથી

---

બાલને કાપવાથી તે બાલ "નસા" તરીકે થાય છે. કારણ કે જ્યારે બાલ કાપવામાં આવે છે ત્યારે તેમાં જે "વોહૂ ફ્રયાન" આતશ કામ કરતો બંધ પડે છે અને તેમાં સ્પેન્ત યાને વૃદ્ધિને લગતી ક્રિયા જે થતી હતી તે બંધ પડી "અંગ્ર" યાને ઘટટીને લગતી ક્રિયા શરૂ થાય છે, તેથીજ તેને "નસો" તરીકે ગણવામાં આવે છે. હવે કુદરતી રીતે સવાલ ઉઠશે કે આવી પવિત્ર અને મોતેબર ક્રિયાઓમાં આવી નશા જેવી અપવિત્ર ચીજ કેવી રીતે લઇ શકાય?

આ સવાલનો જવાબ "સાયન્ટીફીક" રીતે આપણા માનવંત પેગામ્બર સાહેબે સમજાવેલો છે, જો કે હંમેશા બાલ કાપવાથી આતશે વોહુ ફ્રયાન જળવાઇ રહે તેવી રીતની પવિત્ર ક્રિયા કરીનેજ તેને કાપવામાં આવે છે કે જેથી તેમાં પણ "આતશે વોહુ ફ્રયાન" જળવાઇ રહે, અને એવી રીતે "આતશે વોહુ ફ્રયાન" જળવાઇ રહેવાથી તેમાં અંઘ્ર યાને ઘટતીને લગતી ક્રિયા થઇ શકતી નથી અને તે "બાલ" "નસા" તરીકે ગણાતો નથી. આ મોતેબર ક્રિયાને વરસ બનાવવાની ક્રિયાને નામે ઓળખાય છે, અને તે નવો વરસ્યો બનાવતી વખતે પહેલવહેલા ૭ દિવસ સુધી ઘણી ચોકસાઇથી અને પવિત્રાઇથી કરવામાં આવે છે, અને ત્યાર પછીજ તેનો "વરસ" યાને બાલની વીંટી સાથે ચોક્કસ અવસ્તા સાથ ઉપલી ક્રિયાના વર્ણનમાં દરશાવવામાં આવ્યા છે તે ભણીને બાંધીને તૈયાર કરવામાં આવે છે કે જે પછી ક્રિયામાં અમલ કરવામાં આવે છે.

આ પ્રમાણે કોઇ બીજા ગ્રહોની નજરાત સિવાય માત્ર "બરજીશી" જીરમની નજરાત સાથનો શુદ્ધ સફેદ વરસ્યાના "વરસ" બનાવ્યા પછી એક વીંટી લેવામાં આવે છે કે જે અષ્ટ ધાતુની યાને ખાલેસ આઠ ધાતુની બનેલી હોવી જોઇએ, આ ખાલેસ આઠ ધાતુઓને હમવજન યાને એકસરખાં પ્રમાણમાં લઇ તેની વીંટી બનાવવામાં આવે છે, આપણે જાણ્યે છીએ કે જુદી જુદી ધાતુએ સાથે મળવાથી તેમાંથી જુદી જુદી જાતની ખાસ્રો યાને વિજળી (electricity) બરપા થાય છે અને તેજ કાયદા મુજબ આ વીંટી કે જેની અંદર ખાલેસ આંઠ ધાતુ હોય છે, તેને લીધે તેમાંથી જુદી જુદી ખાસ્રો યાને વિજળીક પ્રવાહનો એક (Current) કુદરતી કાયદે બરપા થાય છે. આ વિજ-

કુસ્તી કરી બંન્ને મોબેદ પાંચ તાએની જુદી જુદી બાજ ધરે, પછી બાજ મુકી કુસ્તી કરે. (બીજી કેતાબો અને જુનાં બોરીઆમાં પાંચ તાએની બાજ—જે પરગરૂં કરનાર હોય તે ધરે, અને જોતી હોય તે પાદીઆવ કુસ્તી કરી અમલ કરે એમ લખેલું છે) પછી ચોખ્ખું પાણી લાવી સઘળા આલાતો ચોખ્ખા કરે અને પાણી ધોએલાં કપડાંએ ગાલે પછી ત્રણ કળશીઆ ચોખ્ખા કરી ચોખ્ખાં પાણીથી ભરી તૈયાર રાખે અને નવાં સાંત ફુલિઆ છે તે કુંડીમાંજ મુકે પછી એક—મોબેદ કળસ્યો

—

ળીક પ્રવાહ નિકળતી વીંટી સાથે પેલા "વોહૂ ક્રયાંન" આતશ સાથનાં "વરસ" ને લગતા ત્રણ બાલોને લઇ ચોક્કસ અવસ્તાના માંથ્ર ભણીને બાંધવામાં આવે છે, અને ત્યાર પછી તે વરસ ના વીંટીના નામથી એક આલાત તરીકે ઓળખાય છે. હવે તે યોઝદાથ્રગર મોબેદ "વરસ" કે 'વોહૂ ક્રયાન" આતશ પેલા મોતેબર વરસ બનાવવાની ક્રિયા મારફતે જાળવી રાખવામાં આવે છે. તેની ખાશ્ર તથા પેલી વીંટીમાની ખાશ્ર એ બેઉ ખાશ્રોને સમેત યાને એકત્ર કરીને દાદાર અહુરમજદના ૧૦૧) નામો ભણતાં ભણતાં પાણીમાં છપકારી તે વીંટી પાણી સાથે friction કરવામાં આવે છે. આ પ્રમાણે પાણી સાથે friction કરવાથી પાણીમાં જે પાંચ જાતનાં ક્રાદો છે, તેમાંના એક ક્રાદોને યાને પાણીમાંની એક ચોક્કસ શક્તિને પણ તેની સાથે સમેત કરવામાં આવે છે.

આવી રીતે સમેત કીધેલી ખાશ્રો જેવી કે વીંટીમાંની ખાશ્ર વરસ્યાના "વોહુ ક્રયાન આતશ" ની ખાશ્ર તેમજ તે ક્રિયા કરનાર યોઝદાથ્રેગરની પોતાના "વોહુ ક્રયાન" આતશની ખારતરે આ ચારે ખાસ્તરો અને વિજળીક પ્રવાહોને electric current ને અહુરમજદનાં ૧૦૧ નામો ભણતાં ભણતાં ધ્વની યાને ગતિ vibration આપવામાં આવે છે, અને તે યોજદાથ્રેગર પોતાના મિથ્ર યાને વિચારથી તે ઉર્વાનનું મરકજ યાને જે Plane ને ઉરવાન હોય છે તે Plane ને પોતાની પવિત્રાઇને જોરે ધ્યાનમાં લઇ તે ચારો ખાશ્રોના એકત્ર કીધેલાં એક વિજળી current ને "વયુઉપરોકર્યં" યાને વાત્તાવરણ તથા આતશની ઉપરની બરેહ મારફતે તેનો ગેદ યાને (motion) આપી તે પ્રવાહોને જોશ આપી આગલ લઇ જઇ આતશ વરાહરાન અને સરોશ મનીારફ્ને યઝદ મરકજ યાને Plane ઉપર પોહચાડે છે. આ ખાશ્ર યાને આલાત અને ક્રિયા મારફતે બરપા કરવામાં આવેલો electric current ત્યાં લઇ પેલાં ઉર્વાનની કેરદાર જે જે તેની આસપાસ ગોળ સરકલનાં આકારમાં ફર્યા કરે છે તેને પિગળાવી "કેહર્પ" ને વધુ સુક્ષ્મ બનાવે છે આ પ્રમાણે બાંધી "યસ્ન" ના ક્રિયા કરીને તે મારફતે ખાશ્રો (electricity) ના પ્રવાહો બરપા કરી ઉર્વાનની કેરદારને પિંગળાવવાથી તે ઉર્વાનને આગળ અને આગળ વધવામાં સગવડ થઇ પડે છે." (જુઓ જરતોસ્તી દએન પ્રમાણે મરણ પછી ઉર્વાનની હાલત પૃ. ૩૩ થી ૩૬ કૃત બેરામશાહ ન. શરાફ.)

પાવ કરી "એબ્યાબોઘંહને" તથા "ઉર્વરામ" સરેસ્તા પ્રમાણે લાવે, જીવામ ઝાલીને તે એક ઉંચી તાંકમાં મુકે, પછી વરસની વીંટી જે અષ્ટધાતુ (જર, સીમ, મેસ, રૂય, આહન, અરઝીઝ, બેરંઝ અને સીમાબ)ની છે તેને પાવ કરે, અને એક કુલીઉં પાવ કરે તેમાં વીંટી મુકે, અને ઉંચે તાકમાં મુકે પછી મેકરાજ પાવ કરી અને તે એક રકાબી પાવ કરી, તેમાં મુકે; પછી ચોખ્ખાં પાણીનો કળસ્યો પાવ કરે તે તેમજ વીંટીવાલું કુલિઉં, અને મકરાજવાલી પાવ રકાબી નીચેથી પકડીને અને પેલી શાહનસી એ સર્વ લઇને જ્યાં વરસ્યો બાંધ્યો હોય ત્યાં આગળ જાય, અને એક પથ્થર સાફ કરી તેની ઉપર વીંટીવાલું કુલિઉં અને મેકરાજવાલી રકાબી મુકે, પછે જે મોબેદ જોર કાઢનાર હોય, યાને રાશ્વી થવાનો હોય તે, પાવ કળસ્યો હાથમાં લે, અને બીજો મોબેદ પેલી શાહનશીએ કરી એ પેલા વરસ્યાનું પુંછડું એક વજબ ઉંચેથી ધરે, વરસ્યાના પગને નહિ લાગે એવી રીતે વરસ્યાને ઉગમન દીશા તરફ મોઢુ કરીને ઉભો રાખે, અને વરસ લેનાર દક્ષિણ દિશા તરફ મોઢું કરી ઉભો રહે. પછી પેલો જોર કાઢનાર મોબેદ જમણે હાથે ત્રણ મરતબે વરસ્યાનું પુછડું ધોઇને ચોખ્ખું કરે અને પછી ત્રણ મરતબે **ક્ષ્નઑથ્ર અહુરહે મઝદાઓ અષેમ વૉહી** (૧) પઢી પુછડું 'પાવ' કરે પછી ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ વૉહી (૧) પઢતાં જમણો અને ડાહબો હાથ પાક કરે, પછી પાવ કુલીઆમાંથી વરસની વીંટી લઇને ડાબા હાથમાં પકડે, અને પાવ રકાબીમાંથી મકરાજ હાથમાં પકડે, અને મોબેદ દક્ષિણ દિશા તરફ મોઢું કરીને વરસ્યાની પુછડીના ત્રણ બાલ છુટા કાઢી વીંટી સાથે ડાહબે હાથે પકડી બાજ લીએ.

**અષેમ વૉહી (૩) ફ્રવરાને...ફ્રસસ્તયએચ, અહુરહે મઝદાઓ રએવતો ખરેનંઘ્રહતો, ક્ષ્નઑથ્ર-ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા ફ્રામે મ્રૂતે, અથા રતુશ અષાતચિત હચ ફ્રા અષવા વિધ્વાઓ મ્રઑત્.**

ત્યાર પછી "અષેમ્" બોલ પઢતાં ત્રણ બાલ હાથમાં પકડેલા છે તેને વીંટીમાં એક આંતો મારે, અને તે મેકરાજથી કાતરે, અને મેક-રાજ મુકી દઇને યથા અહૂ વઇર્યો (૨) પઢતાં (૨) સવરા ગાંઠ વાલે અને બાજ મુકે.

**યસ્નેમચ વહ્મેમચ અઓજસચ જવરેચ આફ્રીનામિ અહુરહે મઝદાઓ રએવતો ખરેનંઘ્રહતો.** (બાજમાં) **અહુરહે મઝદાઓ રએવતો ખરેનંઘ્રહતો.** એ પછી વરસનું કુલીઉ તશ્તા સાથે તાકમાં મૂકે ને નીચે

પ્રમાણે બાજ મૂકે. અષેમ વોહી (૧) અહ્માઇ રએશ્ચ, હજંઘ્રેમ, જસ મે અવંઘ્રહે મજ્દ અષેમ વોહી (૧) પછી કુસ્તી કરે.

ત્યાર પછી જોર કાઢનાર એક પથ્થર સાફ કરી હિંદોરા આગળ માહરૂય તરફથી દુરથી મેળે, અને તે પથ્થર જીવામનો કળસ્યો, અઇવ્યાઓંઘહેન, તથા ઓરવરામવાલું ફુલિઉં અને હોમસલી, એ સઘળું મુકે અને એક અએસ્મ બોય માંડે અને હિંદોરા ઉપર બેસીને સર્વે આલાતોથી ભરેલી કુંડી, અને કળસ્યો પાવ કરે, અને સર્વ આલાતો બાહાર કાઢે, અને અઇવ્યાઓંઘહેન લઇને માહરૂનાં શિંગડાં ઉપર મુકે, અને ઉર્વરામ માહરૂયનાં પગ ઉપર મુકે યા તો એક રકાબીમાં અને હોમસલી પાવ કરીને તેજ રકાબી મુકે અને જીવામનો તશ્તો તેની જગ્યા ઉપર ચતો કરીને તેમાં જીવામ નામે (કેટલીક ચોપડી અને જુના હાથનાં લખેલાં ઓરીઆમાં–અત્રે–અઇવ્યાઓંઘહેન, ઉર્વરામ, હોમસલી, જીવામ મુકવાને ફર્માવતાં નથી. તે વાસ્તવિક લાગે છે. કારણ કે અત્રે તો માત્ર વરસ પકાવવા માટે માત્ર જોર, અને ભસ્મનીજ ખરી રીતે જરૂરત છે એમ તેના લખનારાઓ જણાવે છે.)

હવે પેલાં નવાં ફુલિઆ ૭ માંના (૬) ફુલિઆ બાહાર કાઢે, અને તેમાં (૨) ફુલિઆ આરી, અને (૪) ઉભી હારમાં અબરૂ ગોઠવે. માહ-રૂય–બરેશ્નમના તાએ ૨૩ સુરાખદાર તસ્તો, માહરૂય ઉપર અબરૂ કરે છુરીનો કાપલા બાહેર કાઢે.

હવે જોર કાઢનારની આગળ જે પેહલું ફુલિઉં છે, તે ફુલિઉં જોર કાઢનાર જમણા હાથમાં પકડીને તેની પાસેનાં જોરનાં ફુલિઆમાં કાંઇ-પણ બોલ્યા વિના એક કતરો નામે, વળી તે હાથમાનાં ફુલિઆમાંથી પેલા બીજાં ચેહાર ફુલિઆં ઉભી હારમાં ચટાં છે તેમાં નીચેની તરફની યાને આતશ ગાહની તરફથી અકેક પાણીનો કતરો નામે અને એક કતરો તે ફુલિઆમાં રહેવા દે, અને તે હાથમાંનાં ફુલિઆંને આતશ-ગાહની તરફથી દરૂન મુકવાની જગ્યા ઉપર ખુઆન ઉપર મુકે. ત્યાર પછી સામનેવાલા મોબેદ ભસ્મની દાબડી લાવીને તેમાંથી એક તાંક-વજનની ભસ્મ કાઢી જે ફુલિઉં દરૂન મુકવાની જગ્યા ઉપર મુકવામાં આવ્યું છે તેમાં નાખે, અને સામનેવાલા મોબેદ શાહનશી લાવે, અને પરગરૂ કરનાર મોબેદ "ક્ષનઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહી (૧)" એ પ્રમાણે ત્રણ મરતબે ભણી ત્રણવાર શાહનસીનું મુહું પાવ કરે, અને તે સામનેવાલા મોબેદ માહરૂયની તરફ આવે અને જે ફુલિઆમાં ભસ્મ નાખી છે તે ફુલિઉં શાહનસીની ચમટીમાં પકડીને આતશનાં પાતરાં–આગળ જાય, અને બીજે હાથે આતશની બેભત કાઢી તે ઉપર

ભસ્મવાલુ ફુલિઉં મુકે, પછી શાહનશી ફરીથી ત્રણ મરતબે, ઉપર પ્રમાણે પાવ કરે; અને ટાકમાં જે વીંટીવાલુ ફુલિઉં છે તે નીચે હાથે પકડીને જોર કાઢનાર મોબેદ આગળ લાવે અને તે મોબેદ ફુલિઆમાંથી વીંટી પોતાનાં હાથમાં લે, અને સામનેવાલો મોબેદ તે ફુલિઉં પાછું તાકમાં મુકીને પાછો પાવ શાહનશી લઇને, જોર કાઢનાર મોબેદ આગળ આવે, ત્યારે તે શાહનશીની ચમતીમાં પેલી પાવ વીંટી આપે, તે આતશની ભેભતમાં મુકેલું ભસ્મવાલા ફુલિઆમાં મુકે, અને પકડી રાખી મનમાં **યથા અહી** વઇર્યો (૧) ભણી જાય, પછી તે વીંટી શાહનશીએ પકડી પાછી જોર કાઢનાર આગળ આવે, જોર કાઢનાર મોબેદ તે વીંટીને પોતાના જમણા હાથમાં પકડે અને સામનેવાલો પેલુ ભસ્મ-વાલુ ફુલિઉં આતશની ભેભતમાંથી બહાર કાઢી મુકે, જોર કાઢનાર મોબેદ જેણે પોતાનાં જમણાં હાથમાં વીંટી પકડેલી છે, તે ડાબા હાથમાં નીચે પકડી વરસની બાજ લીએ.

**અષૅમ વૉહી (૩) ફ્રવરાને...ફ્રસસ્તયએચ, અહુરહે–મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો ક્ષનઑથ્ર ય० વ० ક્ષ० ફ્રસસ્તયએચ, યથા અહી વઇર્યો જઑાતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઑ મ્રઑાત્.**

**અષૅમ્ વૉહી** (૧) પઢતાં પહેલાં હારેહાર ૫) ફુલિઆં મુકેલાં છે તે હારમાં પેહલા ફુલિઆમાં આતશ ગાહની તરફથી વીંટીને ધોએ, અને બીજી **અષૅમ્ વૉહી** (૧) ભણતાં તેની પાસેનાં ફુલિઆમાં વીંટી ધોએ, અને ત્રીજી **અષૅમ વૉહી** (૧) ભણતાં ત્રીજાં ફુલિઆમાં વીંટી ધોએ, અને ચોથી **અષૅમ્ વૉહી** (૧) ભણતાં ચોથાં ફુલિઆમાં વીંટી ધોએ, એ પ્રમાણે **અષૅમ વૉહી** (૪) ભણતાં ચેહાર મરતબે વીંટી ધોએ, અને પછી પાંચમી વાર જે પાંચમું જોરનું ફુલિઉં તેમાં કાંઇપણ ભણ્યા વગર સારી પેઠે ચોળીને ધોએ જે વીંટી ઉપર ભસ્મ રહી નહિ જાય. ત્યાર પછી વીંટી અને તાએ પકડી વરસની બાજ મુકે.

**યથા અહી વઇર્યો (૨) યસ્નૅમચ, વહ્મૅમચ, અઑજસ્ચ જવરૅચ, આફ્રીનામિ અહુરહે–મજ્દાઑા રએવતો ખરેનંઘ્રહતો (બાજમાં) અહુરહે–મજ્દાઑા રએવતો ખરેનઘ્રહતો.**

પછી વરસની વીંટી–પાવ ફુલિઆમાં પાછી ઉંચે તાકમાં મુકે. **અએસ્મ બોય** મેળવ્યા પછી પાવી બાહેર આવી **અષૅમ્ વૉહી** (૧) **અહ્માઇરએશ્ચ–હુજંઘ્રૅમ–બએષજનામ–જસ–મે અવંઘ્રહે મજ્દ અષૅમ્ વૉહી** (૧) પઢી કુસ્તી કરે.

એ પછી સઘળાં આલાતોને ફરીથી ચોખ્ખાં કરી કુંડીમાં ભરે, તેમજ કળશ્યો ચોખ્ખા પાણીએ ભરી–પરગરૂ કરવા બેસે, જેમ નીરંગ દીનનું પરગરૂં કરે છે તે પ્રમાણે સઘળાં આલાત, ખજુરીની પાતરી, ઓરવરામ, હોમસલી, જીવામ, સર્વે નવેસરથી લાવીને પરગરૂ કરે અને જોર કાઢવા આગમજ પેલી વીંટી ખુદાના (૧૦૧) નામનું સ્મરણ કરતા તાએ સાથે પાવ કુંડીમાં છપકોરે, એ આગમજ વરસને ત્રણ મરતબે ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વૉહી (૩) પઢતાં ત્રણ મરતબે પાવ કરે, એ મૂજબ પરગરૂ કરીને ગેવરો આપે યાને સરોશ યજ્દની ક્ષ્નુમનથી યજશ્ને કરે, અને એ યજશ્ને કીધા પછી વીંટીના બાલ તોડી નાંખે. યજશ્ને બેસનાર વખતો વખત બાજ ધરી ખાણું ખાએ અને ગેવરો રાખે. બીજે દિવસે ઉપર પ્રમાણે વરસની ક્રિયા કરી, બીજા મોબેદને ગેવરો આપે, યાને સરોશની યજશ્ને કરે. એ પ્રમાણે ૬) દિવસ સુધી ક્રિયા કરે, દરરોજ નવો વરસ લીએ, તેને પકાવે ને હોમ ગાલે ને કામ કરે. અને ૬ ઠે દિવસે તેજ મિસાલ ગેવરો આપી જુદા જુદા દરૂન ઇજી, હમકલામ થાય, પછી બાજ મુકીને કુસ્તી કરે અગરજો હમ કલામ થયા પછી ૬ ઠે દિવસે બીજી યજશ્ને કરવાની અને વરસનાં બાલ ઈજવાને વખત નહિં મળતો હોય તો સાતમે દિવસે વરસીયાના બાલ વિધી મુજબ લઇ તે ઉપર જે રોજ હોય તેની યજશ્ને કરે. તો કાંઇ નામુનાસેબ જેવું કાંઇ નથી, કારણ કે નીરંગદીન પણ હમ કલામ થયા પછી ૭ મે દિવસે ઇજ્યે છીયે. એક થાળી અને એક મેકરાજ પાવ કરવી અને તે થાળીમાં મૂકવી અને શાહનશી લઇ વરસ્યા આગળ જાય અને પાવ કળશ્યો પાણીનો લઇ વરસ્યા આગળ ઉભો રહે અને બીજો મોબેદ શાહનશીએ કરી વરસ્યાનું પુછડું એક વજબ દૂર ઉંચે ધરે, અને બીજો મોબેદ ત્રણ મરતબે "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વૉહી (૧)" પઢી વરસ્યાનું પુછડું ચોખ્ખું કરે ને પાવ કરે, પછી પોતાનો જમણો ને ડાબો હાથ ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વૉહી (૧) પઢતાં પાવ કરે, અને જમણા હાથમાં પેલી મેકરાજ છે તે પકડે પછી દક્ષિણ દિશા તરફ મ્હોડું કરી વરસ્યાનું પુછડું હાથમાં પકડી બાજ લીએ.

"અષેમ વૉહી (૩) ફ્રવરાને...ફ્રસસ્તયએચ, અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રહતો ક્ષ૦ ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦....વિદ્વ્આ અ્રઑતૂ, "અષેમ" બોલ પઢતાં જેટલા બાલ કાતરવા ઘટે એટલા કાતરે.

યથા અહી વઇર્યો (૨). યસ્નેંમચ વહ્મેમચ અઑજસ્ચ જવરેચ આફ્રીનામિ અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રહતો, વરસના બાલ

ઘટટે જગ્યાએ મૂકી પાવી બાહેર આવી બાજ મૂકે. **અષૅમ વૉહુી (૧) અહ્માઇ રએશ્ચ-હુજ઼ંઘ્રૅમ, જસ મે અવંઘ્રહે મજ઼્દ અષૅમ વૉહુી (૧)** કુશ્તી કરે.

પછી પરગરૂં કરે, અને જે રોજ હોય તેની યજ઼શ્ને કરવી, અને તે વખત દરમ્યાન પેલા વરસની થાળી યજ઼શ્ને અને આતશ ગાહુના હીંધોરા દરમ્યાન એક આરણી ઉપર મુકે અને યજ઼શ્ને તમામ કરે (અને તેજ રાત્રે સરોશની ક્ષ્નુમનથી વંદીદાદ કરવો. જુવો ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૨) જો. ત્યાં પણ વરસના વાળ ઇંજવા મુકવા, અને વંદીદાદ પુરો થયા પછી બાલ એક ધાતુના પાવ કીધેલા દાબડામાં મુકી કપડાએ વિંટાળી રાખવા પછી ઘટતી વખતે વાપરવા.) (યજ઼શ્ને-બા-નિરંગ ફ્૦ દ૦ દી૦ જી૦ ગારડા, અને જુના હાથના દસ્તાવેજો પરથી કીધેલી નકલ.)



## (યજ઼શ્ને, વીસ્પરદ અને વંદીદાદમાં વરસ કયાં ખુલ્લો મૂકવો, અને કયાં ઢાંકવો.)



જે યજ઼શ્ને-માં 'અવંઘ્રહુાઑ ફ્રવષ્યો' આવે, અને જેમાં 'વીસ્પેષાંમ્' ભણવામાં આવે, ત્યાં યાને અરદાફ્રવશ-ગાથાની મીનોનાવરની સીરોજાની અને એ સિવાય વીસ્પેષાંમની યજ઼શ્ને આવે ત્યાં વરસ ખુલ્લો મૂકવો.

### "વરસ ઢાંકવો."

તેત્રીશે ફ્રેશ્તાની યજ઼શ્નેમાં અને વંદીદાદ વીસ્પરદમાં કે જ્યાં "અવંઘ્રહુાઑ ફ્રવષ્યો"નું ભણતર નહિ આવે ત્યાં વરસ ઢાંકવો.



# "વરસના બાલ પુરા થવા પછી ફરી કેવી રીતે લેવા તેની તરતીબ."



મોબેદ જણ ૨) મ્હોટી ખુબનાં ધણી યાને સરોશ યજદની ક્નૂમનથી યજશ્ને કીધેલી હોય તેઓએ સરોશની ક્નુમનથી જુદી જુદી બાજ ધરી હમ કલામ થઇને મ્હોટી ખુબથી–જીવામ લઇ હોમ ગાલી પરગરૂ કરે તે પછી એક એલાયદી જગ્યામાં ખુમચો પાવ કરે અને તેમાં મેકરાજ પાવ કરી મુકે, પછી એક પાવ કળશ્યો, પાણી સાથનો એ સર્વે જ્યાં એક એલાયદી જગ્યામાં વરસ્યો બાંધ્યો હોય ત્યાં એક એલાયદી પાવીમાં પથ્થર મુકે, પછી મોબેદ જન ૧) શાહનશીએ કરી વરસ્યાનું પુછડું એક વજબને અન્તરે ઉચું ધરે, અને બીજો મોબેદ કળશ્યો લઇ પાવ પાણીથી વરસ્યાનું પુછડું ચોખ્ખું ત્રણ મરતબે "**ક્નઑથ્ર અહુરહે મઝ્દાઑ અષેમ વોહુ** (૧)" ભણતાં પાવ કરે અને પછી બંને હાથો પાવ કરી થાળીમાંથી કાતર લઇને હાથમાં પુછડું પકડી વરસની બાજ લીએ.

**ક્નઑથ્ર અહુરહે મઝ્દાઑ અષેમ વોહુ** (૩) **ફ્રવરાને...ફ્રસસ્ત-યએચ અહુરહે મઝ્દાઑ રએવતો ખરેનંઘ્હુતો ક્ષ૦ ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦...વિદ્વાઑ ફ્રઑતૂ** પછી "**અષેમ**" બોલ પડતા ઘટે એટલા બાલ કાતરી લેવાં અને બાજ મુકવી.

**યથા અહુ વઇર્યો** (૨) **યસ્નેમચ વ૦ અ૦ જ૦ આફ્રીનામિ અહુ-રહે મઝ્દાઑ રએવતો ખરેનંઘ્હુતો** (બાજમાં) **અહુરહે મઝ્દાઑ રએવતો ખરેનંઘ્હુતો.**

એ પછી વરસની થાળી–ઓરવીસગાહમાં દરમ્યાનમાં આરણી ઉપર મુકે, પછી **અષેમ વોહુ** (૧) **અહ્માઇ રએશ્ચ હુજથ્રેમ જસ–મે અવંઘ્હે મઝ્દ** ભણી કુશ્તી કરે.

પછી બંને મોબેદો જે રોજ હોય તેની યજશ્ને કરે, (અને તેજ રાત્રે સરોશની ક્નુમનથી વંદીદાદ કરે. જુવો ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૨ જો) પછી વરસના બાલ એક પાવ દાબડામાં ઉંચે રાખે અને ઘટતી વખતે તેમાંથી વાપરે.

# " હેરબદ કરવાની ક્રિયા."



પ્રથમ જે મોબેદનાં છોકરાને હેરબદ યાને નાવર[1] કરવો હોય તે છોકરાને પાંચે ગેહની ફર્જીયાત અને બંદગી કરવાના સર્વે અવસ્તા શીખવવા, અને તેને યજશ્ને વિસ્પરદ–સીરોજા, દરૂન ઇજવાના અવસ્તા શીખવવા, અને આફ્રરગાન કરતાં શીખવવું, એ પ્રમાણે શીખવ્યા પછી તે હેરબદ થનાર છોકરાને પ્રથમ તન પાકનું બર્શ્નૂમ આપવું; એ પછી પોતાના તનના નાવરનું બીજું બર્શ્નૂમ આપવું જેથી તે પોતાના તનનો નાવર થાય.

આ રીતે પોતાના તનનો નાવર થયા પછી જેની નૈયતે નાવર થવાનો હોય તેને નામનું ત્રીજું બર્શ્નૂમ આપવું, એ બર્શ્નૂમના પેહલા "નવશા" થી "ઓર્વીસગાહ" માં યોઝદાથ્રેગર મોબેદ જણ ૨), દિવસ ૬) સુધી ગેવરા કરે યાને સરોશ યજદની ક્ષ્નુમનથી યજશ્ને કરે, અને દરેક ખાણું ખાતી વેળા દરૂન–બાજ ઇજી–ગેવરા સાચવી રાખે. એ મૂજબ દરરોજ અકેક મોબેદ ૬) દિવસ સુધી ગેવરા રાખે, અને પોતાનાં અમલને સાચવી રાખે, અને કોઇ બીજા મોબેદની ક્રિયા અને આલાત સાથે એકત્ર નહિ થાય. (અથવા બીજે નવશાથી દરરોજ બે યજશ્ને અરસપરસ કરી ત્રણ દહાડે ૬) ગેવરા પુરા કરે.) જ્યારે ૬ ઠ્ઠી યજશ્ને કીધા પછી–ગેવરા કરનાર બન્ને મોબેદ સાહેબો જુદા જુદા દરૂનબાજ સરોશની ક્ષ્નુમનથી ઇજી એકબીજાના દરૂનની ચાશની કરે એટલે તેઓ "હમકલામ" થયા. એટલે એકસરખા અમલદાર કહેવાયા.

પછી એ મ્હોટી ખુબનાં અમલે બીજે યાને સાતમે દિવસે યજશ્ને કરવાના સર્વે આલાતોની સામગ્રી સાથે અને નવા હોમ જીવામ ઇ૦ સાથે પરગરૂ કરે, અને નાવરયાને

**૧ લે દિવસે મીનો નાવરની યજશ્ને કરાવે અને ઉજીરન** ગેહમાં–મીનો નાવરનું–આફ્રરગાન કરાવે, તે પછી મીનો નાવરની બાજ પાંચે ગેહ પઢાવી ધરાવે ખાણું ખવડાવે.

---

૧. "નાવર"–એટલે કાયાવાલી જગતની હસ્તી અને નીસ્તીની પરવા નહિ કરી "વાજેબુલ હક" માં ભેલાઇ રેહવાનો તરીકો, નાવરની ક્રિયા એ ખોદાતાલાની મારેફતમાં દાખલ થવાની પેહલી શરૂઆતની તપ છે, જેથી ગ્રોથમાન બેહસ્તની મુસાફરી અને મથક જીતી શકાય છે.

(બાજમાં "ઇન ક્ષ્નુમઇને મીનોનાવર વીસ્પેષા અર્દાફ્રવષ બેરસાદ." ની યાદ કરે, અને બાજમાં પાંચે ગેહ પઢે.)

**"ક્ષ્નુમઇને અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘ્હતો, અમેષ-નાંમ સ્પેન્તનામ, બેરેજતો અહુરહે નફેધ્રો અપાંમ અપસ્ચ મઝ્દ-દાઇત્યાઓ, હ્વરે ક્ષએતહે અમેષહે રએવહે અઉર્વંત-અસ્પહે... વીસ્પેષામ...**

**દથ્વાઓંઘ્હેમ અહુરેમ મઝ્દાંમ યજમઇદે......ઉજયેરીન પઇતી રતૂમ ફ્રાદત-વીરેમ દખ્યુમેમ્ચ પઇતી રતૂમ યેંઘ્હે હાતાંમ... તાઓસ્ચા યજમઇદે.**

રાસ્પી બાહેરની પાવીમાં આવીને, **ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ વોહૂ** (૧) પઢે.

**યઝ્દાન્-વેહાન્-અમેષા સ્પેન્તા.**

**હુમત હુખ્ત હ્વરશ્ત કે ફ્રારૂને મનશ્ને, ફ્રારૂન ગવશ્ને, ફ્રારૂન કુનશ્ને, બ વેહ મનશ્ને, વેહ ગવશ્ને, વેહ કુનશ્ને. બક્ષ્નુદીએ અશવાંન્ ફ્રેરોહર, બક્ષ્નુદીએ અશુ-યશ્તે ફ્રેરુહવરે જરતોશ્ત સ્પેન્તમાન, બક્ષ્નુદીએ અવા હમા અમેષા સ્પન્દાને ફીરોઝગર, બક્ષ્નુદીએ રોજ (ફ્લાન) માહે (ફ્લાન) ગાહે (ફ્લાન) બક્ષ્નુદીએ વાજે દરૂન-યશ્તે મીનો નાવર વીસ્પેષા અર્દા ફ્રવષ બેરસાદ, અષહા પનાહ બાદ અષેમ વોહૂ** (૧) પઢીને પાવીમાં દાખલ થઇ.

રાસ્પી-**યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રૂતે.**

જોતી-**અથા રતુશ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓત્.**

જોતી રાસ્પી બન્ને જણા પઢે **અષેમ વોહૂ** (૩) **અષયદધાઇમ ખરેથેમ સ્યઝ્દેમ......યેંઘ્હે હાતાંમ......તાઓસ્ચા યજમઇદે.**

રાસ્પા-**યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રૂતે.**

**જોતી-અથા રતુશ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓત્.**

બન્ને જણા–અષૅમ વૉહી (૩) અષયદધામિ ખર્રૅથૅમ મ્યઝદેમ .. અષયનો પઇતી જમ્યાત.

રાસ્પી ખરેતનરો પઢી જાય.

જોતી–અમેષે સ્પૅન્તે....યાતુમનહે જઇસતિ. અષૅમ વૉહી (૩) પઢે, અને ચાશણી કરે ખાણું ખાએ અને બાજ મૂકે.

(૨) જે દીને યજશ્ને સરોશ યઝદની ક્ષ્નૂમનથી કરાવે, બાજ ઉજયેરીન ગેહમાં સરોશ યજદની, ૧) ગેહ ભણી ધરાવે, રાસ્પી "ખરેતનરો" પઢે અને આફ્રીગાને (૧) "શરોશે કર્દેહ સેગાન" કરાવે.

(૩) જે દિવસે સીરોજાની ક્ષ્નૂમનથી યજશ્ને કરાવે, બાજ સીરોજાની ઉજયેરીન ગાહમાં ધરાવે, (૧) ગેહ–પઢાવે, રાસ્પી "ખરેતનરો" પઢે, અને આફ્રીગાન "યક કર્દેહ દહ્માન" નું કરે.

(૪) થે દિવસે વીસ્પરદ કરાવે, યા દાદાર અહુરમજદની ક્ષ્નૂમનથી યજશ્ને કરાવે, બાજ હાવન ગેહમાં દાદાર અહુરમજદની (૧) ગેહ પઢાવી ધરાવે, રાસ્પી "ખરેતનરો" પઢે, આફ્રીગાન "યક કર્દેહ દહ્મ" નું કરાવે, બાજ ધરવા માટે ચેહારો દિવસ સાત તાએની બર્રૅસ્મ પાતરીથી બાંધે.



# મરાતેબ કરવાની ક્રિયા.



નાવર થયલા એરવદને મરાતેબ[1] કરવા પ્રથમ નવરાત્રીનું બર્રૅશ્નૂમ આપવું, અને તેમાંથી ફારેગ થયા પછી–એક મ્હોટી ખુબનાં ધણી યોઝદાથ્રેગર પેલા એરવદને માંનો નાવરની યજશ્ને કરાવે, અને ૧૧) મે દિવસે સહવારે સરોશ યજદની ક્ષ્નૂમનથી યજશ્ને કરાવે (વધુ માટે જુઓ પુરાતન જમાનામાં હિન્દુઓ તથા પારસીઓનો રેસાલો શા. કા. હોડીવાલા, જા. જ. તા. ૨૬–૪–૨૭) ઉજયેરીન ગેહમાં સરોશ યજદની ક્ષ્નુમનથી સાત તાએની બર્રૅસ્મની બાજ ધરાવે, ખાણું ખવાડે, અને ઉષહેન ગેહમાં ફર્જયાત ગુજારી સરોશ યજદની ક્ષ્નુમનથી વંદીદાદ કરાવે.

---

(૧) મરાતેબનો છુટો અર્થ–મરતબો અથવા દરજ્જો થાય છે; જે એરવદ–મોબેદી–યા યઓઝદાથ્રેગીરી કરવા માંગતો હોય તેને સદરહુ ક્રિયામાંથી પસાર થઇ મોબેદને દરજ્જે પુગવું તે "મરાતબ" થયો કેહવાય.

# ગેતી ખરીદની ક્રિયા.



"ગેતી-ખરીદ" ની ક્રિયા એ એક માઝદયસ્નાન જરતોશ્તીએ લાયક ઉંમરે પહોચતાં તેને નાવર થવો સજાવાર છે, અને તે નહિ થઇ શકે તો, પોતાની નેયતે નાવર કરાવે, અગર નાવર કરવાની મવસર નહિ હોય તો "ગેતી ખરીદ" કરાવે એ માટે સદ્દર કેતાબમાં કહે છેઃ—

**"પસ હમી બાયદ મુર્દમ યશ્તે નુજુદી કુનંદ,**
**યા બે ફર્માયન્દ ગેતી ખરીદ નુજુદી કુનંદ."**

યાને-એ માટે આદમીઓને વાજેબ છે કે, શેતાબ નાવરની યજશ્ને-ઓનું ઇંજવું કરે, અથવા તો નાવરને બદલ (૧) "ગેતી ખરીદ" ફર્માવે.

કારણ આપણાં દીનનાં માર્ગની આ બે ફરજો જરૂર અદા કરવી ઘટે છે, એ બે સવાબો કીધાથી હંમેશના બેહશ્તની જગ્યાનું પામવું થાય છે (સદ્દર કેતાબ, બાબ ૫ મો.)

---

(૧) ગેતી-ખરીદ=એ ફાર્સી ભાષાનો સંયુક્ત શબ્દ છે જેમ કે ગેતી=દુન્યા, અને ખરીદ=ખરીદન ધાતુ ઉપરથી ખરીદી. ત્યારે "ગેતી ખરીદ"=એટલે દુન્યાની ખરીદી, દુન્યા તાબે કરવી, દુન્યાઇ સોદો કરવો. ગેતી ખરીદ એ એક તપ કરવાની ક્રિયા છે, માજદયસ્ની મહઝબમાં એ બોલ માત્ર મીનોઇ આલમનાં સાંધણુ માટેની એક ક્રિયા બંદગી છે, જે બંદગી કુદરતના ખાવિંદે માનવી જાતની કાયાનું બંધણુ જે કુદરતી શક્તિની ગીચ અને બેશુમાર રચનાઓ ઉપર ગોઠવેલું છે તે વિષેની છે.

માજદયસ્ની ધર્મ પુસ્તકોમાં, દુન્યાની બાંધણી, કુદરતનાં ખાવિંદે માનવીનાં વોજુદ ઉપર મુકરેર કરેલી છે; માનવી જાતમાં 'ખ્યાલ' 'બોય' 'અબો' 'હોશ' અને 'અક્કલ' જેની જગ્યા ભેજાંની પેટીનાં પરદામાં તેનાં ઢાકણુવાલા હાડકા (તાલકાં) જોડે કરેલી છે. એ સઘળી મીનોઇ કુદરતી શક્તિ છે. ભેજું તેનું ગોયા મિનોઇ બીજ છે, જમણી આંખ ગોયા આફતાબ છે, ડાબી આંખ ગોયા માહતાબ છે, તેનાં હાડકાં ગોયા જમીન અને પથ્થર સરખી કઠણુાઇ છે, તેનું માસ ગોયા માટી છે. લોહી ગોયા ધર્તીનો રસ (પાણી) છે. નશો ગોયા નેહરો છે. માણુસનાં બદનમાં ૩૬૦ રગો છે, તે ગોયા ચંદ્રની ચાલતા ૩૬૦ દિવસ સરખી શક્તિઓ છે. નાક, કાન ઇત્યાદિના સુરાય, ગોયા પહાડનાં વેહતાં નાળાં છે. શરીર

નાવરની ક્રિયા કરનાર "એશ્તા"ના દરજ્જામાં રહી તે ક્રિયા કરી, "એરવદ"ને દરજ્જે પુગે છે, પણ ગેતી-ખરીદની ક્રિયા કરનાર પોતે એરવદી દરજ્જામાં રહેનાર યાને મોબેદી દરજ્જાએ પહોંચીને ક્રિયા કરે.

પ્રથમમાં એક પરહેઝગાર મોબેદ "બરેષ્નુહ નવ" યાને નવરાત્રીનું બરષ્નૂમ લે છે અને તે અમેરેત-ગાહ (એકાંત વાસ) માં દહાડો અને રાત્રી જેની નૈયતે ગેતી ખરીદ કરવાની હોય તેને નામની બંદગી (આરાધણા) કરે, અગરચે એ (૧૦) દિવસની આરાધણામાંથી સહી-સલામત તે પસાર થાય તો (૧૦) મે દિવસે તેને એક યોજદાથ્રેગર

---

ઉપરના વાલો, ગોયા જમીન ઉપર-ઉગતા ઝાડપાણુ સરીખો ગીચ બાગ છે. લીંગની ઇન્દ્રિ જે આત્મા (રવાંન)નાં પાયતખ્ત નાભ (દુતી) હેઠળ છે, કે જેનું ખેરાણુ થવે બીજની વાવણી જમીન (ભિત્તર) માં થતાંજ ગોયા ઓલાદના રોપા ઉગી ઉછળી બ્હાર આવે છે. પણ ગોયા તેને ચલાવનારી જમીનની ગતિ છે; તેના સરનો ફેરાવો ગોયા આકાશનું ચક્ર છે. દુતીથી તે સીના સુધીનો જઠરનો ભાગ ગોયા આવકાશ (અંતરાલ યાને ધર્તિ તથા આકાશ વચ્ચેનું પોલાણુ) છે. ગલામાંની ખાવાની "નળીઓ" ગોયા-"અસ્નવંદ" અને "સઓકન્ત" પહાડની નળીઓ કે જેમાંથી ઠાર અને હીમનાં નમો પૃથ્વિ ઉપર પડે છે. આત્માને એક ખેપ કરનારી શક્તિ છે. કે જે જેમ માણુસ જગત ઉપર રહે છે તેમ માણુસના જઠર-કલેજી-દીચ ઉપર રહે છે, અને કુદરતની મુદ્દતનાં કરાર પ્રમાણે રહીને પાછુ મીનોઇમાં પધરામણી કરે છે.

ઉપલી વિગતે માણુસનું તન જગત બનાવવા સારૂ 'ગર્મી'-'સર્દી'ની અહુરમજદની મ્હા બળવંત કેફીયત શક્તિ મોજુદ થતાં ખુશ્કી અને તરીનું ખેંચાણુ બનાને આતશ-પાણી-ખાક-પવન, એ અંગીકાર આવનારી શાખા શક્તિ તેની અસલ ઇશ્વરી શક્તિમાંથી ખીલી નિકળી છે, અને તે માત્ર સર્વે વિગતે ખીલી રોશ્ણી ભર્યો બ્હાર થતાં "તરી ભુવન" (ગેતી=યાને જગત, મીનોઇ=યાને બેહસ્ત, અને દુઝખ=યાને પાતાળ.) થયું છે, જેમ ભેજાની નશ લગભગ પગના તલ્યાંની નશ સાથે વિંટલાયલી છે, અને તેથી પગનું તલ્યું આંખ તથા ભેંજા સાથે આકર્ષણુ રાખે છે, તેમ ધરતી પણુ સૂર્યનો માર્ગ લાવનારા બોરજોની અસર રોશ્ણીવાલી અણીનાં આકર્ષણુમાં ખેંચાઇ અતરંગ બની છે; તે અતરંગ જમીનનાં હેઠાણુમાં "પાતાળ" યાને અંધારા તત્વોનાં મુળનું રેહઠાણુ, યાને અંગ્રેમઇન્યુશની રાજ્યધાણી છે, માણુસોનો જીવ હવાઇ છે તે છુટો થતાં હવા સાથે મળે છે, અને અખો-બોય-ફ્રોહર-રવાન એ ચેહારો મીનોઇથી જગતની ખેપ કરીને જ્યારે પાછા મિનોઇમાં જાય છે ત્યારે એ ચેહારો એકત્ર મળવાથી એકજ ગુણુમાં આવે છે, જેમ નમક, કરાં, તથા બરફ પિગળી જવા

મોબેદ મીનોનાવરની મ્હોટી ખુબ કરાવે, પછી બીજે દિવસથી દરરોજ નીચે મુજબ ભણુતર કરાવે.

| દિવસો. | કયા યજદ્દોની ક્ષ્નુમનથી | શુ ભણુતર ક્રિયા. |
|---|---|---|
| ૬) દિવસો સુધી. | સરોશ યજદ-યા મીનોનાવરની | ૬ યજશ્ને અને બાજ. |
| ૭) મે દિવસે | સરોશ યજદની | ૧ યજશ્ને-બાજ. |
| ૮) મે દિવસે | સીરોજાની | ૧ યજશ્ને-બાજ. |
| ૯) મે દિવસે | દાદાર અહુરમજદ ની ક્ષ્નુમથી | ૧ વીસ્પરદ-બાજ અને રાત્રે વંદીદાદ. |

પછી તેની અસલ હાલત જે "પાણી" છે તે બની જાય છે. તેમ અખા-બોય-ફ્રરોહર-અને રવાન, એ ચેહારો એકત્ર મળવાથી "રવાન" થાય છે, અને તે રવાનની પોતાની આ જગતની ખેપનો ભુલચુકનો હિસાબ આપવો પડે છે. 'બેહસ્ત' અને 'દુઝખ'ની વચ્ચે 'ચિન્વત પુલ' છે, જેની જમણી તરફ 'બેહસ્ત'નું ગીચ ભૂવન છે અને ડાહબી તરફ 'દુઝખ'નું અતિશ્ય અંધકાર-વાલું ભૂવન છે, તે પુલ રવાનને ખેપની કરણીનું મલવાનું મઠક છે તે મઠકમાં રેહીને જો તેમાં ખાંમી હોય છે તો તેને, દુઝખની સજા વસુલ કરવી પડે છે, અને તે જો વગર ચુકનું હોય છે તો, તેને બેહસ્તનો બુલંદ મરતબો હાંસલ થાય છે.

ઉપલા વર્ણન ઉપરથી જણાશે કે માણસની દેહ આ દુન્યા મીસાલની છે. માટે માણસ પોતાની દેહ સરખી દુન્યાઇ આપનારી ઉપર જણાવેલી ગીચ કુદ-રતી શક્તિઓનો સોદો કરવાની ફર્જમાં મુકરર બંધાયલું છે, અને તે સોદો ખરીદવાથીજ પોતાની ઇન્દ્રિ-આતરડાં-હાડકાં અવયવો અને સાંધાઓનો જીંદગી વહીવટ કરનારી અગાધ કુદરતી શકિતઓનું સાંધણ બને છે. એથી માણસ દમ બદમ ઇશ્વરી તરીકામાં ખેંચાતું રહે છે, અને તેથી એવું પણ બને છે કે તેનું રૂહ હયાત તન છતાં એક વખત આકાશી સયર કરનારૂં થાય છે.

ટુંકામાં બરતર મીનોઇ જેહાંનનો તરીકો વસ કરનારી કળા માણસજાતને ફકત "ગેતી-ખરીદ" જેવી પવિત્ર ક્રિયા બંદગીજ છે. અને એજ ક્રિયા માણસને બેરવદી (નહિ ખવાઇ જાય અને નહિ ચવાઇ જાય તેવા) ઝળકાતમાં ખેંચી લે છે. એ 'ગેતી ખરીદ' ઉપર મુજબે છે. (સદદર બાબ ૫ મો અને તેની શરેહ ગૂજરાતી કૃત દસ્તુર જા૦ મી૦ જામાસ્પઆશાના.)

(વધુ માટે જુવો જરતોશ્તી સાહિત્ય ભાગ ૧ લો પૃ. ૧૪૪ કૃત. એરવદ ખુ૦ એ૦ પાવરી.)

આ નવ દિવસ 'ગેતી ખરીદ' ની ક્રિયા કામ કરે તે, મ્હોટી ખુબનો અમલ કાયમ રાખી કરયા જાય, અને દરરોજ નવું હોમજીવામ પાતરી વિગેરેની સામગ્રીથી પરગરૂ કરે.



# દુવાઝદેહ-હમાયસ્તની ક્રિયા.



દુવાઝદેહ હુમાયસ્તની[1] મોતેબર ક્રિયાનો ઇશારો અને ખ્યાલ વંદીદાદની ૧૪ મી પરગરદની પેહલવી શરેહનાં નીચલાં વાકયથી મળે છે.

"અમત હમાક યઝીશ્ને કુનદ શાયદ, અમત દવાઝદેહ હોમાયશ્ત બરા વાદુન્દ અઇચ શાયદ."

યાને-(ગુનાહની તોજેશ તરીકે)" હમાક યઝીશ્ને." (સંપુર્ણ-આરાધણા) કરે તો ઘટે, અગર "દવાઝદેહ હોમાસ્ત" (બાર ફરેસ્તાઓની આરાધણા) કરે તો બી ઘટે (ફ૦ ૨.)

વંદીદાદની મજકુર પરગરદમાં "સગેઆબી" નામનાં એક જળચર પ્રાણીને એક માણુસ જેટલું ઉપયોગી બલકે પવિત્ર ગણ્યું છે. ત્યાં તેને મારી નાખનારને "રવાન બુખ્તગી" (આત્માના છુટકારા) માટેની તોજેશ (બદલા) તરીકે સખાવત અને પરમાર્થના ધાર્મિક અને વ્યવહારિક અનેક ઉપાયો દેખાડવામાં આવ્યા છે, અને તેઓમાંનો એક તેને ચાબુ-કના ફટકાની સજા કરવાનો છે. (ફ૦ ૨). હવે વંદીદાદનાં આ લખાણ ઉપર પેહલવી શરેહ કરનાર આગળ વધી કહે છે કે પેલો ગુનાહ કરનાર ચાબુકના ફટકા ખમી શકેતો તેને ફટકાની સજા કરવી. અગર ફટકા ખમવાને અશકત હોય તો તેણે 'હમાક યઝીશ્ને' કરવી. ત્યાર પછી તેજ ફકરામાં કહે છે કે (૧) દુવાઝદેહ હોમાશ્ત કરે તેબી ઘટે. (ફ૦ ૨.) પેહલવી લખાણમાં તેના વળી ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. તેનાં જુદાં જુદાં નામો આપ્યાં છે, અને તેનાં ભણતરની જુદી જુદી સંખ્યા દેખાડવામાં આવી છે. તેઓ હોમાસ્ત, હાદોખ્ત હોમાસ્ત, દહા (દો) હોમાસ્ત, અને દવાઝદેહ હોમાસ્ત છે, તેઓમાં પેહલી અને છેલ્લી,

---

[1] દુવાઝદેહ હોમાસ્ત તે ૨૧ નુસ્કોમાંના એકનું નામ છે.

એ બે હુમાયશ્તનીજ હાલમાં ક્રિયા કરવામાં આવે છે, અને બીજી તથા ત્રીજી ક્રિયા કરનારો મોબેદ વર્ગ નાવાકેફ છે.

## દુવાઝદેહ હોમાયસ્ત કરવાની તરતીબ.

| કયા યજદોની ક્નુમન. | કેટલી યજશ્ને. | કેટલા વંદીદાદ. |
|---|---|---|
| હોરમજદ. | ૧૨ | ૧૨ |
| તીર. | ” | ” |
| ખુરશેદ. | ” | ” |
| મોહોર. | ” | ” |
| આદર. | ” | ” |
| આવાં. | ” | ” |
| અસ્પનદારમદ. | ” | ” |
| ગોવાદ. | ” | ” |
| ખોરદાદ. | ” | ” |
| અમરદાદ, | ” | ” |
| સરોશ. | ” | ” |
| અર્દાફ્રવષ. | ” | ” |
| ૧૨ ફરેસ્તાઓની. | ૧૪૪ જુમલે યજશ્ને. | ૧૪૪ જુમલે વંદી. |

અને નાંધલી હુમાયસ્ત અથવા અયોક હોમાસ્ત સદરહુ ૧૨) ફરેશ્તાની ૧૪૪ યજશ્ને અને ૧૨ વંદીદાદની ક્રિયાને ઓળખવામાં આવે છે યાને દરેક ફરેસ્તાની ૧૨) યજશ્ને અને તે સાથનો ૧) વંદીદાદ.

વળી હુમાયસ્તની જે જે ફરેસ્તાની યજશ્ને વંદીદાદ કરવામાં આવે તે તે ફરેસ્તાનું બાજ આફરગાન પણ કરવામાં આવે છે.

ચેહાર પ્રકારની હોમાયશત જણાવવામાં આવી છે તેમાં અયોક હોમાસ્ત ૧૪૪ યજશ્ને, અને ૧૨ વંદીદાદવાલી છે.

દુવાઝદેહ હોમાસ્તની બંદગી ૧૪૪ યજશ્ને અને ૧૪૪ વંદીદાદની છે.

હવે બાકી રહેલી હોમાસ્ત અને દુવાઝદેહ હોમાસ્ત છે, તેની વિગત આ છે કે ૧૪૪) દિવસ, ૧૨) ફરેશ્તાની નૈયતે ફકત (૧૪૪) યજશ્ને કરવી તેને ‘હોમાસ્ત’ નામની આરાધના તરીકે ઓળખવી.

"દુવાઝદેહ હોમાસ્ત" ની બંદગી ૨૬૪) દિવસની છે, તે હોમાસ્તના ૧૨) ફરેશ્તા સિવાય બીજા નીચલા વધુ ૧૦) ફરેશ્તા જેમાં ૧૩) મો બેહમન, ૧૪) મો અરદીબેહશ્ત, ૧૫) શહેરીવર, ૧૬) મો મેહર, ૧૭) મો બેહરામ, ૧૮) મો દમ્ન, ૧૯) મો દીન, ૨૦) મો રશ્ને, ૨૧) મો ગોશ, અને ૨૨) મો આશ્તાદ છે.[1]

આ ૨૨) ફરેશ્તાની ૨૬૪ યજશ્ને અને ૨૬૪ વંદીદાદની આરાધણાની દુવાઝદેહ હોમાસ્ત તરીકે જણાવી છે.

હમાયસ્તની ક્રિયાને એક જરતોશ્તી બાનુની માંદગી સાથે જોડવામાં આવે છે, અને માંદગીની હાલતમાં તેણે પરહેઝી નહિ જાળવી હોય તેની તકસીરની તોજેશમાં "દવાઝદેહ હમાયસ્ત" કરાવવાની તેને સીર ફર્જ નાખવામાં આવી છે. (રે૦ દ૦ દા૦ હો૦ સ. ૪૧૦)

ક્રિયા સાથનું માસિક માંદગીનું આ જોડાણ ભુલ ભર્યું અને વંદીદાદ અને પેહલવી શરેહથી બી તદનજ ઉલટું છે. વંદીદાદની ૧૬ મી પરગરદમાં માસિક માંદગીની પરહેઝી જાળવવાનું ફરમાન મળે છે, તેમાં તેમજ તેની પેહલવી શરેહમાં એક બાનુને માટે આ ક્રિયાની ફર્જ કહી જણાવી નથી. પેહલવી દાદેસ્તાની દીનીમાં ઓરતની માસિક માંદગીની આ હાલતમાં કેવળ જનાકારીની તોજેશમાં "હમાદીન" (ન્હાની હમાયસ્ત) અને "દુવાઝદેહ–હમાયસ્ત"=(મ્હોટી હમાયસ્ત) કરાવવા જો કે પેહલાં ફતવો આપ્યો છે. તોપણ તેમાં અને તેની તોજેશમાં તેનેજ આ ક્રિયા કરાવવાનું જણાવ્યું છે. (પુરશેશ ૭૭ ફ૦ ૩૯). આ ફતવાનું મૂળ હું વંદીદાદની ૧૮ મી પરગરદમાં જોઇ શકું છું, ત્યાંબી માસિક માંદગીવાલી ઓરત સાથે જનાકારી કરનાર મરદને તેનાં ગુનાહની તોજેશનાં કેટલાક વ્યવહારૂં ઉપાયો દેખાડવામાં આવ્યા છે અને તેઓમાં એક ક્રિયાનાં સાંધણો બરૅશ્મ, હોમ, જીવામ, હધાનએપત, અને સુક્કાં ખુશબોદાર બળતણની આતશ અને પાણીને ભેટો ધરવાનું ફર્માન મળે છે. (ફ૦ ૬૭–૭૬.) ક્રિયાની સખાવતી ભેટોનાં આ ફર્માને પેહલવી લખાણમાં જો કે "હમાયસ્ત" ની ક્રિયાનું કારણ આપેલું જણાય છે. તોપણ વંદીદાદનું આ ફર્માન બી ઓરતો માટે મળતું નથી. પણ કોઇ નિર્દોષને ફસાવનાર બદકાર મર્દ માટેજ મળે છે. (જરતોશ્તી સાહિત્ય ભાગ ૧ લો પૃ૦ ૧૪૭ કૃત દા. ખુ૦ એ૦ પાવરી)

---

૧. જુવો દાદસ્તાને દીની વધારો પૃ૦ ૩૪, કૃત એરવદ શે૦ દા૦ ભરૂચા અને તે. દી. અંકલેશ્વરીઆ ક્રિયા અને આરાધનાનું પ્રકરણ.

# "જીન્દેહરવાનની ક્રિયા."



"જીન્દેહરવાંન" યાને એક માઝદયસ્નાન જરતોશ્તી જે આ દુન્યાની હૈયાતીમાં ફર્જને લાયક થયો હોય યાને ૧૫) વર્ષની વય પછી તેને પોતાની હૈયાતીમાં ૧) વાર જીન્દેહરવાનની સંપુર્ણ ક્રિયા કરાવવી વાજેબ છે. પોતાની આ ફર્જયાત-ક્રિયા કરાવવાથી તેનો સવાબ દર વર્ષે વૃદ્ધિ પામતો રહે છે. વળી એવી રીતે પોતાની નૈયતે કરાવેલી ક્રિયા પોતાને ખોદા ન ખાસ્તા દુર દેશાવર જવું થાય અને આ દુન્યાની રેહલત પામવું થાય તો, અને ત્યાં સરોશ, સીઆવ વિગેરે ક્રિયા કરવાના સંજોગ નહિ બની આવે તો આ જીન્દેરવાનની ક્રિયાથી તુરત પોતાને માટે સરોશ યજદની પનાહ મેળવી શકે છે. (સદદર બાબ ૬૩). વાસ્તે દરેક માજદયસ્નાન જરતોશ્તીએ પોતાના જીન્દેહ-રવાનની ક્રિયા માટે ખાસ તાકીદ રાખવી.

આ જીન્દેહરવાનની અગત્યની ક્રિયા નીચે મૂજબ છે:—

૩) દિવસ સરોશ યજદની ક્નુમનથી યજશ્ને ૩), વંદીદાદ ૩), દર ગેહે-ગેહ સરોશ બાજ; ત્રણ રાત્ર અઇવિસ્રુથ્રેમ ગેહમાં "કદેહ યો વનનો કઇયદેહ" નું આફ્રીગાન; દર ગેહે ગેહ ન્યાશ પતેત; ૩ જી રાત્રીની ઉષહીનગેહમાં બાજ ૪) જેમાં ૧ લી રશ્ને આસ્તાદની, ૨ જી મીનો રામની; ૩ જી સરોશ યજદની; ૪ થી અર્દાફ્રવષ્નની-સીઆવ-યાને કપડાંનો ધોએલા વાગા સાથની ધરવી.

પાદરૂઝની ક્રિયા કરવી, ચેહારૂમની બામદાદનો દહ્મ યજદની નૈયતે કદેહ દહ્મનું આફ્રરગાન,

દસ્માની ક્રિયા-યજશ્ને, બાજ, આફ્રરગાન, ફરેશ્તી, સ્તુમ, સીઆવ ઇત્યાદિ.

સીરોજાની ક્રિયા-૩૦ મે દિવસે સીરોજાની યજશ્ને, સીરોજાની બાજ દહ્મ યજદનું આફ્રીન્ગાન, ફરોક્ષી, સ્તુમ, સીરોજાની બાજ આગળ ૩૩ મીઠા દરૂન વધારાના ફરેસ્તાઓના માનમાં ઇત્યાદિ.

માસીસાની ક્રિયા-યજશ્ને, બાજ, આફ્રરગાન ફરોક્ષી, સતુમ, સીઆવ ઇત્યાદિ.

૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦- અને ૧૧ મા મહિનાની આજને દિવસે યજશ્ને, બાજ, આફરગાન, ફરોક્ષી, સતુમ ઇત્યાદિ.

વર્ષીની દીસી, જેમ માસીસાના સીરોજાપર કરવા લખી છે તે પ્રમાણે.

વર્ષીનાં હન્ગામપર-સીરોજો કરવો ઘટારત નથી, કારણકે સીરોજાનો અર્થ ૩૦ મો દિવસ યા માસિસો કરી થાય છે. પણ વર્ષીનાં હન્ગામપર સીરોજો કરવો એ કાંઇ ધાર્મિક ફર્માન નથી, પણ રિવાજ છે તે અનુકુળ થઇ પડતો નથી.

વર્ષીની ક્રિયા-જેમ માસીસાની ક્રિયા લખી છે તે પ્રમાણે.

વર્ષ ૧ ના ૬) ગાહામ્બારોની ક્રિયા કરવી.

વર્ષ ૧ માં ૧) વાર રપિથ્વીન ઉજાવવી એટલે રપિથ્વીનની યજશ્ને, બાજ, આફરગાન.

દર મહિનાના જશનોની ક્રિયા કરવી.

દરરોજ ખુર્શેદ મેહરની ન્યાયશ કરવી.

દર મહિને બીજ, પુર્ણિમા, અને અમવાસના ચંદ્રના હિંગામ પર માહાબોખ્તારની ન્યાયશ કરવી.

દરરોજ પતેત પશેમાની કરવી.

ગેતી-ખરીદની ક્રિયા કરાવવી.

આ આખા વર્ષની ઘટતી ક્રિયા છે.

જુવો ઇરાની-પતેતમાં આવેલું ફર્જયાતનામું.



# નવી ગેહાન ઇજવાની ક્રિયા



પ્રથમ નવી ગેહાનને દરેમેહરમાં લાવીને નીરંગે ધોઇને સુકાવા દેવી, અને તે પછી તાજા પાણીથી સારી રવેશે ધોઇને સુકાવા દેવી, અને તેને ઇંધોરા ઉપર (પાવીમાં) લાવી તેની ઉપર ગુજરનારની નૈયતે "સરોશ બાજ" ઇજે, અને તે પછી તે રવાનનાં સખ ઉંચકવાના ઉપ્યોગમાં લે.



# "ખરેત નરો" કઇ યજશ્નેમાં નહિ પઢાય.



એક માઝદયસ્નાન જરતોશ્તી–ગુજર પામવાથી તેની નૈયતે ત્રણ દિવસ રાત સરોશની યજદની ક્નુમનથી યજશ્ને, વંદીદાદ કરવામાં આવે છે, ત્યારે તે ક્રિયા વખતે યજશ્ને વંદીદાદનાં ૮) મા–હામાં, રાથ્વીને, "ખરેત નરો" નો વાકય દરૂનની ચાશણી કરવાની સુચના રૂપે ભણવામાં આવે છે, તે આ ત્રણે દિવસની ક્રિયામા નહિ પઢે. (જુવો હાર્લેના વંદીદાદનો ગુજરાતી તર્જુમો પૃ૦ ૧૦૬ મા દસ્તુર મૈદયોમાહની શરેહ, કર્તા એમ૦ મેહરજીભાઇ પાલનજી માદન). એમ નહિ પઢવાનું કારણ માત્ર એ છે જે રાથ્વી ને 'ખરેત નરો' ભણતા જોતીને કહે છે કે "અએ મર્દ આ મ્યઝદનું ખાણું ખુશીથી હું જે રાથ્વી છું તે તુંને આપું છું." પણ આ હીંગામ ગમીનો હોવાથી તે પઢાએ નહિ. એમ દસ્તુર મૈદયો માહનું કહેવું છે; પણ આ વાસ્તવિક સુચનાનો અમલ હવે ઝાઝો થતો જોવામાં આવતો નથી, પણ કોઇ કોઇ ઠેકાણે જાણકાર મોબેદ સાહેબો કરે છે.



# ફ્રવરદેગાનના ૧૦ દિવસનાં હિંગામમાં યજશ્નેની ક્રિયામાં "યાઓ વીસાધ" પઢવાનું ફ્રમાન.



ફ્રવરદેગાનના ૧૦ દહાડામાં અશો ફ્રોહરોની નેયતે યજશ્ને કરવામાં આવે છે, ત્યાં "યાઓ વીસાધ" નો કરદો ભણવાનું ફ્રમાન નીરંગસ્તાન નામની કેતાબમાં આપવામાં આવ્યું છે–તે નીચે મુજબ છે.

**યજશ્નેમાં–આતશ ન્યાયશ તમામ કરતાં "અષહે બૅરૅજે યઑઝદાતાંમ્" અર્ષમ વૅાહી (૩) ફ્રવરાને (જાવત) રથ્વામ્ અયરનાંમ્ચ, અસન્યનાંમ્ચ, માહ્યનામ્ચ યાઇર્યનાંમ્ચ સરૅધનાંમ્ચ ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ અહુરહે મજ઼દાઑ રએવતો ખરૅનંઘ્રહુતો અમૅષનાંમ્ સ્પૅન્તનામ્**

(અગર ગાથાના દિવસ હોય તો).

**(ગાથાબ્યો સ્પૅન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો, અહુનવઇત્યાઑ ગાથયાઑ, ઉશ્તવઇત્યાઑ ગાથયાઑ, સ્પૅન્તા મઇન્યૂશ્ ગાથ્યાઑ, વોહૂક્ષથ્રયાઑ ગાથયાઑ, વહિશ્તોઇશ્તોઇશ્ ગાથયાઑ,) અષઑનાંમ્ ફ્રવષિનાંમ્, ઉગ્રનાંમ્ અઇવિથ્રુનામ્ પઓઇર્યો–ત્કએષનામ્ ફ્રવષિનાંમ્, નબાનજ઼દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ ક્ષ૦ ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦**

**જોતી–યથા અહી વઇર્યો જ઼ઑાતા ફ્રા મે ભ્રૂતે.**

રાથ્વી–**યથા વઇર્યો યો જઑાતાઑ ફ્રા મે ભ્રૂતે.**

**જોતી–અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઑ ભ્રઑાતૂ.**

**અહુરૅમ મજ઼દાંમ્ રએવન્તૅમ ખરૅનઘ્રહુતૅમ્ યજ઼મઇદે; અમૅષાસ્પૅન્તા હુક્ષથ્રા હુધાઑઙ્ઘ્હો. યજ઼મઇદે...** (અગર ગાથા હોય તો) **ગાથાઑ સ્પેન્તાઑ રતુક્ષથ્રાઑ અષઑનીશ્ યજ઼મઇદે, અહુનવઇતીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, ઉશ્તવઇતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, સ્પૅન્તામઇન્યેવીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, વૅાહુક્ષથ્રામ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે. વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે.)**

**અષઍાનાંમ્ વંઘહુઇશ સૂરાઍા સ્પેન્તાઍા ક્રવષયો યાઍા વીસાધ આવ્યેઇન્તિ હુમસ્પથમએદેમ પઇતિ રતૂમ્ અષનાસ નૅમંઘહુ. અષૅમ્ વૅાહૂી** (૩) અઇવિગૅરૅદહિ....(ખુલાસે-આર્કીનગાન પૂ૦ ૭૫, કૃત દસ્તુર-શો. જ. કુકુાદારૂ, અને યજશ્ને બા નીરંગ પૂ૦ ૪૭૮, કૃત દસ્તુર નામદાર શહેરયાર ઇરાની.)



# ગાહામ્બારની વીસ્પરદની ક્નૂમન.



ગાહામ્બારની વીસ્પરદ ગાહામ્બારની ક્નૂમનથીજ કરવાની જરૂરત છે. અને તેનો નીચે પ્રમાણે સંક્ષેપમાં ખુલાસો આપ્યે છીએ.

ખુબના અમલદાર મોબેદો-ગાહામ્બારની વીસ્પરદ કરે, ગાહામ્બારની વીસ્પરદના[1] યથા અહૂી. વઇર્યો ૪ પઢે.

---

૧. અર્દાક્રવષની વીસ્પરદની યજશ્નેના યથા અહૂી વઇર્યો, ૮) સરોશની વીસ્પરદની યજશ્નેના યથા અહૂી વઇર્યો ૫) દરરોજની વીસ્પરદની યજશ્નેના યથા અહૂી વઇર્યો ૭), અને જે રોજની વીસ્પરદની યજશ્નેમાં **વીસ્પેયામ** આવે તેમાં યથા અહૂી વઇર્યો ૭), પઢવામાં આવેછે.

કેટલાક ફસલવાદી સાહેબોને એવો ખ્યાલ છે કે, ગાહામ્બાર એ ફસલના હિંગામોનો અવસર હોવાથી વીસ્પરદની યજશ્ને માત્ર ગાહામ્બારોનાં હીંગામો ઉપર થઇ શકે છે. પરંતુ એ અનુમાન ખોટું છે, કારણ કે ગાહામ્બારની આરાધણા સામાન્ય રીતે દરરોજ યજશ્ને અને વંદીદાદમાં થાય છે. વળી દીનકર્દ અને બુનદેહશ્નેમાં આખા વર્ષની ફસલો ૪) વર્ણવેલી છે, અને વંદીદાદમાં માત્ર ૨) ફસલો વર્ણવેલી છે. ત્યારે ગાહામ્બાર એ ફસલોનાં હીંગામ હોય તે દલીલ માન્ય કરી શકાતી નથી. વળી ગાહામ્બારોના અર્થ પ્રમાણે ફસલો બંધબેસ્તી આવતી નથી તેમ વળી દરેક મુલુકના શહેરોમાં એકી વખતે નહિ પણ જુદે જુદે વખતે રૂતુઓ બેસે છે અને ફસલી સાલ દીનઆઇનના સાલથી જુદૂ મહેસુલી અને સુલતાની સાલ છે. આ કારણોને લીધે વીસ્પરદની યજશ્ને પણ દરરોજ થઇ શકે છે. અર્દાક્રવષની વીસ્પરદ ચેહારૂમનાં હીંગામપર કરવાનો હુકમ છે (જુવો દાદેસ્તાની દીનીનો તર્જુમો પુ૦ ૮૦ ફ૦ ૨૫ પૃ૦ ૧૯૧) અને સરોશની વીસ્પરદ આદરાન કે આતશ બેહરામોના આતશોની આરધણા વખતે કરવાનુ ફર્માન છે (જુવો ૭૮ સવાલની રેવાયત) નવા નાવરની કે ગેતી ખરીદની વીસ્પરદ જે રોજે વીસ્પરદ કરવી હોય તે રોજની કરવી ઘટટી છે, (વધુ માટે જુવો દસ્તુર દા૦ હો૦ રિવાયત. પૃ૦ ૧૬) આ સિવાય બીજાં ઘણાં સિધ્ધાંતો મોજુદ છે. પણ તે અત્રે લંબાણ કરવાની જરૂર અમે ધારતાં નથી

બાજમાં યાદ કીધા પછી ૧ લી–ક્ષ્નૂમન.

અષેમ્ વોહૂ ૩) ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિ વીદએવો અહુર ત્કએષો. હાવનએ (જાવત) ફ્રસસ્તયએચ રથ્વાંમ્ અયરનાંમ્ચ, અસ્ન્ય-નાંમ્ચ, માહ્યનાંમ્ચ યાઇર્યનાંમ્ચ સરધનાંમ્ચ ય૦ વ૦ ક્ષ૦ ફ્૦ રથ્વો બરેજતો યો અષહે, અયરનાંમ્ચ–અસન્યનાંમ્ચ–માહ્યનાંમ્ચ યાઇર્ય-નાંમ્ચ સરધનામ્ચ રથ્વાંમ્ વીસ્પે મજિશ્તેનાંમ્ યોઇ હેન્તિ–રથ્વો હાવ-નીમ પઇતિ રતૂમ (જે ગાહામ્બાર હોય તેની યાદ–જેમકે) મઇધ્યો જરમયેહે રથ્વો ય૦ વ૦ ક્ષ૦ ફ્૦ યથા અહૂ વઇર્યો જઓતા ફ્રામે મ્રૂતે, (જાવત) યથા અહૂ વઇર્યો ૧૦) અષેમ્ વોહૂ ૧૦) નિવએધયેમિ હંકારયેમિ દથુષો અહુરહે રએવતો ખરેનંઘ્રહુતો (જાવત) પેરેનો-માઓંઘ્રહાઇ વીષ્પથાઇચિ અષઓને અષહે રથ્વે.

નિવએધયેમિ હંકારયેમિ રથ્વો મઇધ્યવનામ (જાવત) રથ્વો બરેજતો યો અષહે (જાવત) યોઇ હેન્તિ અષહે રથ્વો હાવનોઇશ રથ્વો જાવત)

વીસ્પરદનો ૨) જો હા ૧ લા હાની માફક, ને ૩–૪–૬–૭– મો યજશ્નેમાં ભણવામાં આવે છે તેમ, વીસ્પરદમાં ૧૪ મો હા 'વીસેવો' જેમ વીસ્પરદની ચોપડીમાં આવ્યો છે તેમ પઢે, અને ૧૭ મો હા ૨) જા હાની માફક પઢે; વીસ્પરદનો ૨૨ મો હાઃ—

રથ્વો બરેજતો યો અષહે રથ્વામ (જાવત) યોઇ હેન્તિ અષહે રથ્વો મઇધ્યો જરમયેહે રથ્વો. ઇમેમ્ હઓમેમ્ અષય ઉજ્દાતેમ્ આયેસે યેશ્તિ. (જાવત) વીસ્પચ વોહુ મજ્દધાત અષચિથ્ર આયેસે યેશ્તિ. ક્ષ્નૂમઇને રથ્વો બરેજતો યો અષહે રથ્વાંમ અયરનામ્ચ અસન્યનાંમ્ચ માહ્યનાંમ્ચ યાઇર્યનાંમ્ચ સરધનાંમ્ચ રથ્વાંમ વીસ્પે મજિશ્તનાંમ યોઇ હેન્તિ અષહે રથ્વો હાવનીમ પઇતિ રતૂમ (જે ગાહામબાર હોય તેની યાદ પઢે) મઇધ્યો જરમયેહે રથ્વો. ઇમેમ્ હઓમેમ અષય ઉજ્દાતેમ્ આયેસે યેશ્તિ. (જાવત) વીસ્પર્દના ૨૪ મા હામા ઉપર પ્રમાણે ક્ષ્નૂમન પઢે. વીસ્પર્દના ૨૫) માં હામાં, અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યજમઇદે. ઇમેમ્ હઓમેમ અષય ઉજ્દાતેમ્ યજમઇદે. વીસ્પચ વોહુ મજ્દધાત અષચિથ્ર યજમઇદે "રતવો વીસ્પે મજિશ્ત યજમઇદે અયર અસન્ય માહ્ય યાઇર્ય સરધ. હાવનીમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે. (જે ગાહામ્બાર હોય તે) મઇધ્યો જરેમમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે. થ્વાંમ્ આત્રેમ (જાવત) ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનાંમ્ ફ્રવષયો. યેઘ્રહે હાતાંમ્ (જાવત)

વીસ્પરદના ૫૭ મા હામાં જેમ ૧૭ મા હામાં ફ્રમાંવ્યા મુજબ પઢે અને ૫૮ મા હામાં **અષહે વહિશ્ત** ૩) વાર ભણ્યા પછી **યથા અહી વઇર્યો ૧૦) અષેમ્ વોહી ૧૦ પઢે.**

બાજ ધરણામાં—યજશ્નેની માફક પાંચ ગેહો–ગાહામ્બારની યાદ કરે, અને **રથ્વો બેરેજતો યો અષહે** (જાવત) **યોઇ હેન્તિ અષહે રથ્વો** (જે ગાહામ્બાર હોય તેની યાદ કરવી). **મઇધ્યો જરમહેયેહે રથ્વો અએશ્મ આયેસે યેશ્તિ** (જાવત) **આયેસે યેશ્તિ, ક્ષ્નૂમઇને રથ્વો બેરેજતો યો અષહે રથ્વાંમ્ અયરનામચ અસ્નયનાંમચ માહ્યનાંમચ યાઇર્યનાંમચ સરેધનાંમચ રથ્વામ વીસ્પે મજિશ્તનાંમ્ યોઇ હેન્તિ અષહે રથ્વો હાવનીમ પઇતિ રતૂમ્** (જે ગાહામ્બાર હોય તે) **મઇધ્યો જરમયેહે રથ્વો.** (જાવત એ પ્રમાણે) **ઇમ હુમતાચ** અને **અષચ** દધામિ માં **ક્ષ્નૂમન** પઢે.

દધવાઓંઘહેમ માં પાંચે ગેહ ગાહામ્બારની યાદ કીધા પછી ક્ષ્નૂમન રત્વો વીસ્પે મજિશ્ત **યજમઇદે અયર અસ્નય માહ્ય યાઇર્ય સરેધ. હાવનીમ્ અષવનેમ્ અષહે રતૂમ યજમઇદે**, (જે ગાહામ્બાર હોય તે પઢે) **મઇધ્યો જરેમેમ્ અષવનેમ્ રતૂમ યજમઇદે.** (જાવત) **અષહે બેરેજ યઓાજ દાતાંમ્...**

(અગરજો હમસ્પથમએદેમ ગાહામ્બારનો હીંગામ હોય તો) અત્રે **યાઓ વીસાધ આવ્યેઇન્તિ હમસ્પથમએદેમ પઇતિ રતૂમ્... અપનાસ નેમઘ્નહ અષેમ વોહી** (૩) **ગેરેદહિ** (જુવો યાઓ વીસાધ ભણવાની રૂઢી આ કેતાબને પાને ૫૭.) ૭૧ મા હામાં **ગવે અદાઇશ... અપહે વહિશ્તહે...**૩) વાર પઢે પછી **યથા અહી વઇર્યો ૧૦) અષેમ્ વોહી ૧૦)** પઢે. પછી વીસ્પરદ સંપુર્ણ કરે.



# નવા આતશબહેરામ પ્રતિષ્ઠા કરવાની ક્રિયા.



આતશબહેરામ, એ હાલમાં આપણા આતશના ત્રણ પ્રકારના (આતશે-દાદગાહ, આતશે આદરાંન, અને આતશબેહેરામ) 'કેબલા'ઓમાં બુલંદ દરજ્જેનો કેબલો છે. આતશનો કેબલો કરવાનું કારણ એ છે કે સૃષ્ટિના કારોબારમાં એવું એક પણ કામ નથી કે જેમાં આતશ અથવા ગર્મી વિનાં ચલાવી શકાય. તમામ જગતની હસ્તી, ઉત્પતિ, આબાદી, તન્દોરોસ્તી અને ઉદ્યોગનું મૂળ આતશ અથવા ગર્મી છે. દુન્યાની રચનામાં તત્વોનું જોડાણ તથા છુટાપણું એથીજ છે. એથીજ ઝાડપાણ વનસ્પતીનું ખીલવું તથા માણસની હૈયાતીનું ટકવું છે. ટુંકમાં આતશ સૃષ્ટિના દરેક પ્રાણી પદાર્થોનુંજ નહિ પણ દરેક કામનું જીવણ છે. એવા અસાધારણ પદાર્થોનુંજ નહિ પણ દરેક કામનું જીવણ છે. એવા અસાધારણ મોટા ગુણને લીધે ખોદાતાલાની અદભુત શકિત અને ગુણનો ઉંચામાં ઉંચો ખ્યાલ આપનાર ચિન્હ તરીકે આતશને જરતોશ્તી ધર્મમાં ગણ્યો છે, અને બંદગી વેળા તેને સામે રાખવાની તે કીર્તારે આપણને કેવી ઉમદા બક્ષેશો કરી છે અને તેથી તેની શુક્રગુજારી કરવાને આપણે કેવા બંધાયલા છીએ. તેનો અસરકારક રીતે ખ્યાલ આતશ આપે છે. ત્યારે કુદરત ઉપરથી કુદરતના પિતાને પિછાણવાનું આતશ એક ઉત્તમ સાંધણ છે.

આતશને કેબલે તરીકે રાખવાનો બીજો અગત્યનો હેતુ આ છે કે, જરતોશ્તી ધર્મનાં કાનુન મૂજબ તન અને મનની દરૂસ્તી જાળવવા અને સફાઇ સુઘડાઇ જાળવવા આતશ પહેલી જગ્યા લે છે. હરેક પ્રકારનો દુર્ગંધ, સર્દી અને રોગ ઉત્પન્ન કરનારા જંતુઓનો જોર તોડી નાંખે છે. જેથી રાત દિવસ એબાદતખાનામાં, મરણ વખતે લાશની નજદીકની જગ્યામાં, તમામ ધર્મક્રિયામાં, તેમજ ઘરમાં આતશ ચાલુ રોશન રાખવામાં, જરતોશ્તી ફરમાનથી જીવતાઓને અનદીઠ બેહદ ફાયદો થાય છે.

આતશની સેતાયશ ઘણીજ પુરાણી છે અને જે વખતે ઇરાની વેદીક રોમન, વગેરે પ્રજાના વડવા એક ઠેકાણે સાથે રહેતા હતા તે વખતની છે, કારણ કે સઘળાઓમાં આત્તશની જાળવણી કરનાર ખાસ ધર્મગુરૂ વર્ગ હતા, તેઓમાં પણ આતશકદેહો હતાં. અશો જરતોશ્તની

આગમજ તેમજ પાછળનાં ઇરાનીઓ આતશને ઘણું માન આપતા હતા, તેની ધર્મ પુસ્તકોની, તવારીખી તેમજ કોતરકામ, સીક્કા વગેરેની શેહાદતો છે.

આતશની સેતાયશ કરતી વેળા જો હોરમજદનો ખ્યાલ મનમાં નહિ હોય તોજ આતશની પુજા કહેવાય, માટે જરથોશ્તીઓને કેટલાંક આતશપરશ્ત કહે છે તે તદન ખોટું છે. કારણ કે જરતોશ્તીઓ તો આતશને હોરમજદની એક ઇધાણી (ઇ૦ હા ૩૬) દાખલ ગણી તેની સેતાયશ કરે છે. યજશ્નેમાં ૩૬ માં હામાં જણાવ્યું કે "ઓ અહુરમજદ તારા આતશની મારફતે તુંને હમો પહોંચયે" તે ઉપરથી દાદાર અહુરમજદ તરફ ભક્તિભાવ વધારનારા, અને તેથી તેને અપાયલી અગત્યતા વાજબી છે. શારીરીક આતશ એક જરતોશ્તીને તેના આત્મીક આતશને રોશન રાખવાનું માન આપે છે, જેથી તે નીતિમાન ખોદા-પસંદ જીંદગી ગુજારી બેહશ્તમાં જાય છે. આતશમાંથી એક જરતોશ્તીને નીતિજનક વિચારો મળે છે. આ સબબથી આતશને કોઇબી દુર્ગંધી ચીજની આમેઝગી કરી અપવિત્ર નહિ કરવો, અને તેવી રીતે જો આતશ અપવિત્રાઇથી અથવા 'નસા'થી આલુદેહ થતો હોય તો તેનું રક્ષણ કરી તેને દાદગાહે લઇ જવો. એવું આપણને વંદીદાદ ૮ મી પરગરદમાં નીચલું ફર્માન સુચવે છે.

**૭૩—દાતારેં ગએથનાંમ્ અસ્તવઇતિનાંમ્ અષાઊમ્! યત્ અએતે યો મજદયસ્ન પાધ આન્યતે વા, તચિન્તૅમ વા, બર્રેમ્નૅમ વા, વર્જેમ્નૅમ વા, આતરેમ નસુપાકેમ ફ્રજસાંન્ નસૂમ હામ-પંચાંન્ નસૂમ હાવયાંન્ કુથતે વૅરેજયાંન્ અએતે યોઇ મજદયસ્ન.**

**૭૪—આઅત ફ્રઑત્ અહુરોમજ્દાઑ અવ અએતૅમ નસુ-પાકેમ જનએત અવ હે જનયેન અવ અએતાંમ દિશ્તાંમ બરયેન્ અપ અએતૅમ્ ઉજદાનૅમ્ બરયેન.**

**૭૫—આથ્રત હચ બાનુવે અએસ્માં ફ્રસઑચયાહિ યત વા અઍતંઘ્નહાંમ, ઉર્વરનાંમ્ યત્ આતરે-ચિથ્રનાંમ, યત વા આતરે ઉજદરેજ અએતયાઑ ઉર્વરયાઑ આતરેચરૅમ વિચ બરોઇત્ વિચ ષાવઇયોત્ યથ આસિશ્તૅમ ફ્રા વયોઇત્**

અર્થ—હાદમંદ મુલકોના અએ અષો પેદા કરનાર! અગરજો આએ કે જેઓ માજદયસ્નો તેઓ પગે ચાલતા જતા હોય, અથવા દોડતા હોએ, અથવા ઘોડા ઉપર સવાર થઇને જતા હોએ, અથવા ગાડીમાં બેસીને જતા હોએ, (અને જો) નસો પકાવતા આતશની નજદિક જઇ પોહચે (કે જ્યાં કોઇ માણુસો) નસાને બાલતા હોય, (અથવા) નસાને પકાવતા હોય તો આએ કે જેઓ માજદયસ્નો તેઓ શું કરે ?

૭૪ "ત્યારે હોરમઝદે કહ્યું કે તે નસો પકાવતા (આતશ) ને મારવો જોઇએ (યાને વધારે બલવાથી અટકાવવું જોઇએ); (તથા) બળતાં લાકડાંનાં ઢગલાને વિખેરી નાંખે; તથા આતશ સુધાનાં તે બળતાંનાં ઢગલાને વિખેરી નાખે.

૭૫ '(ત્યાર પછી) એસમને (તે નસાવાળા આતશથી (દુર) બળતાંની બાહારે કરીને તું સલગાવે જે (એસમ) આતશની તોખમનાં (યાને જલદીથી સલગી ઉઠે તેવાં) આએ ઓરવરોનું (હોવું જોઇએ); અથવા સલગાવાને લાયકના આએ ઓરવરના (એસમથી), તે (નસા પકાવતા) આતશની ઉંચેથી બાહાર (લે); (ત્યાર પછી) (તે નસો પકાવતા આતશને) દૂર પાંથરી નાંખે તથા વિખેરી નાંખે, કે જેથી કરીને તે આતશ ઘણોજ જલદી બુજાઇ જાએ."

હવે આ આતશને દાદગાહે શું તરતીબથી ક્રિયા કરી લેવો તેનું જાણવું એ છે જે આતશ–બેહરામ સ્થાપનામાં ૧૬ જાતનાં આતશ લેવામાં આવે છે તેમાં ૧ લો આતશ મુર્દેહ સુઝ (મુદડાં બાલવા) નો આતશ લેવામાં આવે છે. એ આતશ જ્યાં એક હિન્દુનું મુડદું બળતું હોય, અને તે બળી રહ્યા પછી ૨) બેહદીન પાદિઆબ કુશ્તી કરી તૈયાર થઇ, એક સુરાખદાર ચમચ નવગ્રેહ સાથે કુશ્તીએ બાંધી અથવા નવ ગાંઠવાલી લોખંડની સુરાખદાર ચમચ લઇ, પછી એક સગને સાંકળે બાંધી પકડી પ્રથમ બન્ને જણ હમપએવન્દ થઇ સરોશબાજ અષહે સુધી પઢે યાને "ક્ષ્નઑાથ્ર અહુરહે મજ્દાઑા અષૅમ વૉહી (૧) યથા અહી વઇર્યો (૫) અષૅમ વૉહી (૩) ફ્રવરાને...કે મ ના મઝ્દા...ગએથાઑા અસ્તવઇતિશ અષહે." (બાજમાં) બ દસ્તુરીએ દાદાર અહુરમજ્દ (જાવત) પઢી યથા અહી વઇર્યો (૩) પઢતાં મુડદાંનાં આતશ આગળ ૪) આંગળ દૂરથી અને તેની આસપાસ (૩) કશ ખેંચે સગદીદ કરાવે, પછી પેલી નવગ્રેહે બાંધેલી ચમચ આતશ ઉપર દૂરથી ધરે, અને તેની ઉપર–સુખડની સલી–વેહેર અને ૩ મૂકે જે આત-

શની ઝાળથી તે સળગી ઉઠે, અને આ મુદ્દાંનાં આતશનાં ઢગલાને અર્ધ ગજ દુર એક ખાડો ખોદી તેમાં કાઠી, રૂ, સુખડ અને વેહેર મુકી રાખ્યો હોય તેમાં પેલા આતશની ઝાળથી સલગાવેલો આતશ મુકી તે રોશન કરે. એ પછી બેહદીનો દૂર જાય, બાજ મુકે **યથા અહી વઇર્યો** (૨) **યસ્નેંમચ, અહ્માઇ રએશચ-હ્જંઘરેમ-જસ-મે અવંધ્રહે મજ્દ** પઢે અને એને પોતે પેહેરેલાં કપડાંનો નાશ કરી ગોશલ કરીને બીજા પાકીઝેહ કપડાં પહેરે. આ પછી બીજા ૯) ખાડા એકેક વેહેંતને અંતરે ખોદી તૈયાર રાખે, તે સર્વને લોખંડની સળીઆથી હમ પએવન્દ કરે. તેમા, રૂ, વેહેર, સુખડની સળી અને સલગી ઉઠે એવી કાઠી મુકે, અત્રે બે બરૅશ્મનૂમ વગરના મોબેદો આવે, તેઓ પાદિઆબ કુશ્તી કરી હમપએવન્દ થઇ ઉપર મુજબ સરોશ બાજ અષેહે સુધી ધરે; પછી બાજમાં દસ્તુરી ભણે. એ પછી પેલા આતશના ખાડા ઉપર ચમચ ધરે, જે ચમચ ઉપર રૂ, વેહેર, અને સુખડની સળી મુકેલી હોય, અને તે પેલા ખાડાના આતશની ઝાળ લે અને આતશ રોશન કરે, અને તેને ત્યાંજ નીચલા અવસ્તા ભણી પાવ કરે, "**યથા અહી વઇર્યો** (૧) **કેમ ના મજ્દા** (જાવત) **ગએથાઑ અસ્તવઇતીશ અષહે, અહ્મા થ્વા આથ્રો વૅરૅજૅના પઑઉરૂયે પઇરિ-જસામઇદે મજ્દા અહુરા**" નો વાકય ભણી **યથા અહી વઇર્યો** (૮) પઢે, પછી નીચલા અવસ્તા પઢે.

**પૅરૅને અએષ્મૅમ, પૅરૅને નસુમ, પૅરૅનેહાંમ-રઍથ્વઍમ પૅરૅને પઇતિ-રએથ્વઍમ પૅરૅને શ્રુ, પૅરૅને બ્રવિધનુ, પૅરૅને બુધ્ધિ, પૅરૅને બુઇધિજ, પૅરૅને કુન્દ, પૅરૅને કુન્દિજ, પૅરૅને બુષ્યાંસ્ત યા જઇરેને પૅરૅને બુષ્યાંસ્ત યા દ્રગ-ગવો પૅરૅને મૂઇધિ, પૅરૅને કપસ્તિશ, પૅરૅને પઇરિકાંમ યા આઇતિ આતરૅમ, પૅરૅને હાઇતીમ યા આઇતિ આતરૅમ, પૅરૅને થ્વા દૂજદ અંગ્રોમઇન્યૂશ હચ આથ્રત.**

(જુઓ વંદી. ૫-૧૧ ફ૦ ૩-૪ અને ૯) પદી, પેલા નવ ખાડામાનાં ૧ લા ખાડામાં આ જ્યોતથી આતશ રોશન કરે. અને પેલા ખાડાનાં આતશ બુજાવા દે, તે પછી ફરી ચમચ તૈયાર કરી પેલા ખાદા ઉપર ધરે, ૧ લા ખાડાની જ્યોત ચમચ પર લે અને ઉપલા આતશ પાવ કરવાના કલામો પઢે, અને આતશનો બીજો ખાડો રોશન કરે, એ પ્રમાણે (૯) ખાડા સુધી આતશ ગાલે અને ૯ મી વાર ગાલ્યા પછી આ ચુંટેલો આતશ દરેમેહરમાં મોબેદને આપે તેઓ ક્રિયા કરે. તેઓ તે ઉપર શું અને કેટલી ક્રિયા કરે? તે અત્રે દર્શાવ્યે તે આગમજ ખુલાસો કરવાની જરૂર આ છે કે અત્રે હિન્દુસ્તાનમાં મુરદાના આતશ આગળ ૯૧ ખાદા ખોદી ૯૧) વાર ગાલી તેને ૨) મોબેદો એક

પાકીઝેહ જગ્યામાં લઇ જઇ, ફરી ૯૧ ) વાર ગાળે છે અને ત્યાર પછી ૯૧-યજશ્ને વંદીદાદ કરે છે, પણ ખરી રીતે વંદીદાદનું ફરમાન આતશને માત્ર ૯) વખત ગાળવાનું છે, જે ફરમાન અત્રે આપણે ટાંકીશું.

યથ તત પઑઇરીમ હુન્દરૅજ જૅમે અએતત પઇતિ નિદઇથીત અવવત હચ આથ્રત નસૂ-પકાત યથ ફતરે-વીતસ્તીશ, વિચ ખરોઇત વિચ ષાવયોઇત યથ આસિશ્તૅમ ફાવયોઇત.

અર્થ—ત્યાર પછી પહેલ્લીવાર (બીજાં લાકડાંને) (તે બળતાંના આળથી લીધેલા આતશ) સાથે મેળવી નાંખીને, (તે સલગાવી લાકડાના કટકાને) નસો પકાવતા આતશથી એક વેંહત જેટલું દૂર જમીન ઉપર મૂકે; (ત્યાર પછી) તેની આગમજ લીધેલા આતશને દૂર પાંથરી નાંખે તથા વિખેરી નાંખે, કે જેથી કરીને તે ઘણોજ જલદીથી બુજાઇ જાએ. (વંદી ૫૨-૮ મી ફ. ૭૬.)

| | | | | | |
|---|---|---|---|---|---|
| યથ | તત | બિતીમ | હુન્દરૅજ | .... | ફાવયોઇત. |
| યથ | તત | થ્રિતિમ | ,, | ,, | ,, |
| યથ | તત | તુઇરીમ | ,, | ,, | ,, |
| યથ | તત | પુખ્ધૅમ | ,, | ,, | ,, |
| યથ | તત | ક્ષ્તૂમ | ,, | ,, | ,, |
| યથ | તત | હપ્તથૅમ | ,, | ,, | ,, |
| યથ | તત | અશ્તમૅમ | ,, | ,, | ,, |

યથ તત નાઉમૅમ હુન્દરૅજ જૅમ અએતત પઇતિનિદઇથીત અવવત હચ આથ્રત નસૂ-પકાત યથ ફતરે-વિતસ્તિશ, વિચ ખરોઇત વિચ ષાવયેઇત યથ આસિશ્તૅમ ફાવયોઇત.

અર્થ—એજ પ્રમાણે બીજી જોત, ત્રીજી જોત, ચોથી જોત, પાંચમી જોત, છઠ્ઠી જોત, સાતમી જોત, આઠમી જોત, સુધી ચલાવે. (વં. ૫-૮. ફ. ૭૭.)

અને એજ પ્રમાણે આતશની ૯ મી જોત ચલાવે (વંદી૦ ૫-૮ મી. ફ. ૭૮) અને પછી દાદગાહે લઇ જવા માટે ક્રિયા કરે. (વંદી૦ ૫-૮ મી ફ. ૭૯.)

આ રીતે નશાના આતશને ૯) વખત ગાલે. એમ વંદીદાદ ફરમાવે છે, અને ૯૧-૯૧ વખત બે વાર જે હિન્દુસ્તાનમાં ગાળવાની ક્રિયા ફરમાવે

છે અથવા કરે છે તે, વંદીદાદનાં મોતેબર ફરમાનથી મુખાલેફ અને ઉલટી છે, પણ ખરી રીતે એવું ફરમાન મળે છે કે ૯૧) જુદા જુદા મુરદાના ૯૧) આતશો લઇ પાવ કરી ઇજવા, આ ૯૧) આતશ માટેનું પેહલવી વજરકર્દ દીનીનું ફરમાન જે મળે છે તે નીચે મૂજબ છે:

ફતુ‌ર્મ નીહ્યાએ નસાપાક નવદ્દવઅયોક જવીત્ જવીત્ મિન નવદોયઓક મૂર્તક બના ચતરૂનિશ્ન સખ્ત ફરી જવા નીક.

અર્થ—પહેલાં નશા પાકના આતશ ૯૧ જુદા જુદા, ૯૧ મુરદાંઓમાંથી, ચુતવાને તાકીદની ફરજનું કામ છે.

(દસ્તુર પે. બે. સંજાણાએ જરતોશ્તી અનજુમનના આતશબહેરામનાં કાઢેલાં ચોપાન્યાંનો રદ જવાબ પૃ. ૬૧, કૃત—દસ્તુર કે. જા. જામાસ્પઆશા.)

વધુ માટે જુવો ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૧ લો. તેમા પણ ૯૧ જુદા જુદા આતશ જણાવે છે.

એ પછી ઇરાનના યઝદ શહેરમાં આતશબેહરામ સ્થાપવા માટે, હિન્દુસ્તાનથી "મુર્દહસુઝ"ના ૯૧ આતશો મંગાવવાની અરજ કરી હતી. તે તૈયાર કરી સુરત ખાતેથી મોબેદો સાથે રવાને કરવામાં આવ્યા હતા.

## 'ઇરાનના મોબેદો દસ્તુરોની અરજ પત્ર.'

રોજ ૩ જો, માહા ૩ જો, કદમી સને ૧૧૬૫ યઝદજરદીને દીને ઇરાન મધ્યે યઝદ શહેરમાંથી ત્યાંના દસ્તુરો, મોબેદો, બેહદીનોએ મળીને મુંબાઇનાં જરતોશ્તી અકાબરો, શેઠો દાદીભાઇ નોશેરવાનજી, ફરામજી તથા નોશેરવાનજી માણેકજી વાડીઆ, જમશેદજી તથા પેશતનજી બહુમનજી વાડીઆ, મુલ્લાં કાઉશ રૂસ્તમ જલાલ તથા મુલ્લાં ફીરોઝ બીન મુલ્લાં કાઉશ, ફરામજી નાનાભાઇ દાવર, હીરજીભાઇ જીવણજી રેડીમની, સોરાબજી મનચેરજી રેડીમની, કાવશજી રૂસ્તમજી પટેલ અને બરજોરજી દોરાબજી દાદી બરજોરના ઉપર એક કાગલ લખી અરજ કીધી હતી કે:—

'ઇરાનના પાદશાહ આગા મહમદખાને ઘણું એક લશકર લાવી કેરમાન શહેર ઘેરી લીધું, અને પછી કેટલેક દહાડે તે ફત્તેહ કરી તેમાં દાખલ થઇ સઘળું તારાજ કીધું અને આતશબેહરામ કેરમાનમાં હતા તેબી ખરાબ થઇ ગયા, માટે તમો સાહેબો દીનની પેરવી કરનાર છેઓ તેથી અરજ કરીયે છીએ કે એકાણું અંકે ૯૧) આતશ મુરદાંનાં

યાને મુરદેહસુઅનાં અહિઆં અમોથી મુયસર થતા નથી. શા સારૂં જે હરેક શહેરમાં હિન્દુ ચાર તથા પાંચ આદમી રહે છે તે સારૂં. એકાણું અંકે ૯૧) આતશ મુંબાઇમાં પાક કરીને આએ તરફ રવાને કરજો, કે તેથી હોરમઝદી દીનને કઉવત થશે. અમોને ખાતર જમે છે કે તમો સાહેબો એ આતશ ચઝદ શહેરમાં પહોંચાડશો.'

એ આતશ સુરતથી પગ રસ્તે મરહુમ શેઠ નોશેરવાનજી કોહયાજીએ મોબેદો પાસે ઇરાન મોકલ્યો હતો. (પા૦ પ્રકાશ વૉ૦ ૧ લું. પૃ. ૮૭૬.) આ ઉપરથી ત્યારે એકાણું મુરદાના, ૯૧) આતશોની વાત કાગળ પરથી સાબેત થાય છે નહિ કે ૧) આતશને ૯૧) વખત ગાલવો. પણ આ એક મુરદાના લીધેલા આતશપરથી તેના ૯૧) વિભાગ કરી જુદા જુદા ૯૧) વખત ઇજવામાં આવે છે તે ગોયા ૯૧) મુરદાના ૯૧ આતશોની નેમ બર લાવવા માટે હોય. હવે આ ૯૧ આતશો ઉપર શું શું ક્રિયા કરવી તે "સુરતના કદમી પંથના સ્થાપક અને પેહલા દસ્તુરો, દસ્તુરાન દસ્તુર દારાબ શેરાબ કુમાના અને દસ્તુર કાઉશ ફરેદુન મુનજ્જમ, વિગેરે કદીમી રોજ, માહ અને તરીકત મૂજબ આતશબહેરામ સ્થાપવા માટે તેની ક્રિયા વિગેરેનો ખુલાશો ઇરાન મધ્યે સવાલો લખી પુછાવ્યો હતો, તે જે ૭૮ સવાલોની રેવાયતમાં જળવાયલો છે, અને તે દસ્તુર કાઉશ રૂસ્તમ જલાલ મારફતે ઇરાન મોકલ્યો હતો. પણ તેનો જવાબ ઇરાનથી દસ્તુર કાઉશ રૂસ્તમ જલાલ લઇને પાછા ફરે તે દરમ્યાન તો દસ્તુર દારાબ ગુજરે પામ્યા હતા, એટલે દસ્તુર દારાબની પોતાની નેમ પોતાની હૈયાતીમાં કદીમ તરીકા પ્રમાણે આતશબહેરામ બરપા થયાની બર આવી હતી નહીં, પણ એ નેમ ઇ૦ સ૦ ૧૮૨૩ માં માનવંત અને પુજ્ય શેઠ પેસ્તનજી કાલાભાઇ વકીલના ઉદાર દેલની સખાવતથી બર આવી હતી અને એ આતશબહેરામ મરહુમ દસ્તુર દારાબ શેહરાબ કુમાનાના પૌત્ર જે કદમી પંથના વડા દસ્તુર શેરાબ-રૂસ્તમ કુમાના કે જેવણ અવસ્તા ભાષાના એક જાણીતા સ્કૉલર હતા તેમની આગેવાની હેઠળ પરઠાયા હતા; અને તેના પહેલા દસ્તુર નેમાયા હતા.[1]

( જુવો દસ્તાવેજો આકવેટીલ ડુપેરોન અને દસ્તુર દારાબ કુમાનાની કેતાબ, કર્તા સમશુલ ઓલમા ડૉ૦ સર જી૦ જ૦ મોદી ).

---

૧. હિન્દુસ્થાન મધ્યે સર્વમગા આંઠ આતશબહેરામ નીચે પ્રમાણે સ્થાપિત થયા છે.

૧ લું.–અનજુમનનું ઇરાનશાહ નામે સંજાણ ખાતે રોજ ૯ માહા ૯ સને ૯૦ યજદેજરદી ને દીને દસ્તુર નેર્યોસંઘ ધવલની આગેવાની હેઠળ સ્થાપિત થયા તે હાલે ઉદવાડા ખાતે છે.

અલબત-આ આતશબહેરામની ક્રિયા ઇરાનથી આવેલા ખુલાશા પ્રમાણે થયલી હોવી જોઇએ. અને અત્રે હું પણ એ ૭૮) સવાલની રેવાયતના આધારે ક્રિયાનો ખુલાશો કરૂં છું.

આ ૯૧) આતશોમાંના દરેક આતશ ઉપર સરોશની ૧) યજશ્ને, સરોશની ક્ષ્નુમનથી વીસ્પરદ ૧), અને સરોશની ક્ષ્નુમનથી વંદીદાદ ૧) કરવો. આ ૯૧) આતશો જુદા જુદા ઇંજી તેનો એક આફ્રરગાન્યામાં સંગ્રહ કરી તેને રોશન રાખવો.

૧ લો-આતશ આતરેમ્ નસુ પાકેમ-મુર્દેહસુઝના આતશ ૯૧).
૨ જો ,, આતરે ઓરોઝદે પાકેમ-રંગરેજના આતશ ૮૦).

---

૨ જું-અનજુમનનું, નવસારી ખાતે, હસ્તક-ખુરશેદજી તેહમુરસ્પજી દેશાઇ. રોજ ૧૯ માહા ૨ સને ૧૧૩૫ ય૦ શહેનશાહી દસ્તુર શોહરાબજી રૂસ્તમજી મેહરજીરાણાની ક્રિયાના વડપણ હેઠળ અને દસ્તુર રૂસ્તમજી બેહરામજી સંજાણા અને દસ્તુર-શાપુરજી માણેકજી સંજાણાની મશવરતની મદદ સાથે સ્થાપિત થયા હતા. (પા પ્ર૦ વૉ૦ ૧, પૃ ૧૦૧)

૩ જું-મુબાઇ બાહારકોટ મધ્યે શેઠ દાદીભાઇ નોશેરવાનજી-દાદીશેઠની માલેકીનું કદીમ આતશબેહરામ; રોજ ૧૭, માહ ૧ લો કદીમી, સને ૧૧૫૩ યજદેજરદીને દીને દસ્તુર મુલ્લા કાવુશ રૂસ્તમ જલાલની ક્રિયાની આગેવાની હેઠળ સ્થાપિત થયાં હતા

૪ થું-સુરત-મધ્યે દાદાભાઇ નશરવાનજી મોદીનાં શેહનશાહી આતશબેહરામ રોજ ૧૭ માહ ૨ સને ૧૧૯૩ યજદેજરદી ને દીને દસ્તુર એદલજી દારાબજી સંજાણાની ક્રિયાની આગેવાની હેઠળ પરઠાયા હતા.

૫ મું.-સુરત મધ્યે શેઠ પેશતનજી કાલાભાઇ વકીલનાં કદીમ આતશબેહરામ કદીમી રોજ ૧૭ માહ ૪ થો સને ૧૧૯૩ યજદેજરદી ને દીને દસ્તુર શોહરાબજી રૂસ્તમજી કુમાનાની ક્રિયાની આગેવાની હેઠળ સ્થાપિત થયા હતા.

૬ ઠું.-મુબઇ-ધોબીતળાવ શેઠ હોરમશજી બહમનજી વાડયાજીનું શેહનશાહી આતશ બેહરામ રોજ ૧૭ માહ ૨ શે૦ સને ૧૨૦૦ યજદેજરદી ને દીને, દસ્તુર એદલજી દારાબજી સંજાણાની ક્રિયાની આગેવાની હેઠળ સ્થાપિત થયાં હતાં.

૭ મું.-મુબાઇ કરેલવાડી મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીની નૈયતે કદીમ આતશબેહરામ રોજ ૧૭ માહ ૪ થો કદીમ સને ૧૨૧૫ યજદેજર[illegible] ને દીને દસ્તુર જમશેદજી એદલજી જામાસ્પઆશાની ક્રિયાની આગેવાની અને દસ્તુર બેજનજી ૨૦ માકીહતાની મશવરતની મદદ સાથે સ્થાપિત કીધા હતા. (ત. દ. ખા. દ. જા. આશા. પૃ ૫૨-૫૩).

૮ મું.-મુબાઇ ધોબીતળાવ ખાતે અનજુમનના શહેનશાહી આતશબેહરામ રોજ ૩ જો માહ ૨ જો શે૦ સને ૧૨૬૭ યજદેજરદી દીને, દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાની આગેવાની હેઠળ પરઠાયા હતા.

| | | |
|---|---|---|
| ૩ જો | આતશ | આતરેમ શેહુરીઅદ હુચ-હુમામખાને યાને પાદશાહ રાજા-યા હાકેમને ત્યાંની દેગની નીચેના ૭૦). |
| ૪ થો | ,, | આતરેમ ખુમ્બદહુચ જેમેને પચેકાત=કુજેગર યાને માટીનાં વાસણ પકાવનાર-કુંભારના આતશ ૬૦). |
| ૫ મો | ,, | આતરેમ ખુમ્બદહુચ યામો પચેકાત-યાને ખેશ્તગરઈંટ પકાવવાની ભઠ્ઠીના ૭૫) આતશ. |
| ૬ ઠો | ,, | આતરેમ ઓનીઅદહુચ પરો-બેરેજ્યાત-કંસારાનો અથવા ફકીરનો ૫૦) આતશ. |
| ૭ મો | ,, | આતરેમ પેશરદહુચ ઝરન્યો શેપાદ્-યાને ઝરગર અથવા સોનીને ત્યાંની ભઠ્ઠીનો આતશ ૬૦) |
| ૮ મો | ,, | આતરેમ્ પેશરદહુચ એરેજતો શેપાદ્-સીમગર રૂપાના ઘરેણા યા ટંકશાળની ભઠ્ઠીનો આતશ ૫૫). |
| ૯ મો | ,, | આતરેમ પેશરદહુચ અયોશેપાદ્-આહુન-ગર અથવા લુહારની ભઠ્ઠીનો આતશ ૬૧). |
| ૧૦ મો | ,, | આતરેમ પેશનુરદહુચ હુઓસફનામ શેપાદ્-પોલાદના હથ્યાર બનાવનારની ભઠ્ઠીના ૬૧) આતશ. |
| ૧૧ મો | ,, | આતરેમ તનુરદહુચ તનુર-યાને ભઠિઆરખાનાનો અથવા દરવંદ-મુર્દાઓની નૈયતે ગરીબો માટે ખાણું પકાવે છે તેની દેગ નીચેનો આતશ (૬૧). |
| ૧૨ મો | ,, | આતરેમ હિશતદહુચ-જંગલનો યા જંગલના મુસાફરો ખાણું પકાવ્યા પછી છોડી દીધેલો આતશ ૬૧). |
| ૧૩ મો | ,, | આતરેમ ઓન્યદહુચ તખરીઆત-પાદશાહનાં પાસ્બાનનો આતશ ૩૫). |
| ૧૪ મો | ,, | આતરેમ પંથદહુચ શતોરો-પીઆદ યાને ઉંટની વણજારનો આતશ ૩૦). |
| ૧૫ મો | ,, | આતરેમ સકેરીઆતહુચ-ગોવાલ્યાનો આતશ ૯૧). |
| ૧૬ મો | ,, | આતરેમ નિજદેશ્તાદહુચ-નજદિકના માઝદયસ્નાન રેહુવાસીનો ૬૦). |

---

૧૬ વર્ગના કુલ્લે ૧૦૦૧ આતશો.

( જુવો ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૧ લો. )

આ ૧૬ વર્ગના આતશોમાં વિજળીનો આતશ આવતો નથી, તેમ વંદીદાદમાં પણ વિજળીનો આતશ જણાવ્યો નથી. આથી તે આશતબેહ-રામ બરપા કરવામાં વિજળીના આતશની ખાસ જરૂર નહિ હોવી જોઇએ, કારણકે વંદીદાદનું ફર્માન જે આતશપર આઝાબ પડે તેને દાદગાહે લઇ જવાનું છે. પણ સુરતના કદીમી આતશબેહરામમાં વિજળીનો આતશ લેવામાં આવ્યો હતો. (જા૦ જ૦ તા૦ ૨૧-૧૧-૧૯૨૩.)

ઉપલા દરેક આતશ ઉપર એક સરોશની યજશ્ને, સરોશની વીસ્પ-રદ, અને સરોશનો વંદીદાદ, અને એ આતશ ઇજવાના દરમ્યાનમાં ગાહામ્બારનો હિંગામ આવે ત્યારે ગાહામ્બારની યજશ્ને, ગાહામ્બારની વીસ્પરદ, ગાહામ્બારનો વંદીદાદ કરવો.

એ પ્રમાણે ૧૬) જાતના આતશોની સંખ્યાની પ્રમાણમાં યજશ્ને, વિસ્પરદ અને વંદીદાદ કીધા પછી ૧૬ જાતના આતશો દરેક આફ્રરગા-ન્યામાં જુદા જુદા રોશન રાખે, અને અસ્પન્દાદ મહિનો આવે ત્યારે, દરેક ૧૬ જાતના આતશ ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી દરરોજની દર રોજે રોજેની યજશ્ને કરે, તે પછી ૧૬ જાતના આતશોને એક મ્હોટા આફ્રરગાન્યામાં એકત્ર કરે, તે ઉપર ગાથા ૧ લાને દીને ગાહામબારની વીસ્પરદ, ઇજશ્ને ઇજે, ગાથા ઉશ્તવત ગાથા સ્પેન્તોમદ અને ગાથા વોહુક્ષથ્ર ત્રણ રાત્રે વંદીદાદ કરે, તે પછી ગાથા ૫) માંને દીને ગાથાની ઇજશ્ને કરે;

અને ફરવરદીન મહીનો ને હોરમજદ રોજથી તે મહેર રોજ સુધી દરરોજ ૧), દસ્તુરને ઘરનો આતશ લાવીને, તે ઉપર અશો ફરોહરની, યજશ્ને કરે, અને તે પેલા એકત્ર કીધેલા આતશમાં એ આતશ પણ મેળવે.

સરોશ રોજે સરોશ યજદની ક્ષ્નુમનથી એક યજશ્ને કરી અને દાદગાહમાં તખ્તનશીન કરે. (ઉપલી વિગતે સુરતના શેઠ પેશતનજી કાલાભાઇ વકીલના કદીમ આતશબહેરામની ક્રિયા થઇ છે. તેનો ઇશારો પારસી પ્રકાશ મધ્યે નીચે પ્રમાણે આપ્યો છે કે એ આતશબહેરામ પરઠવાની ક્રિયાનો ટુંક અહેવાલ મુંબઇ સમાચાર (તા૦ ૨૭-૧૦-૧૮૨૩) માં એવી મતલબનો આવ્યો હતો. ૧૦૦૧ આતશ સોલ જાતનાં લઇ દરેક ઉપર એક યજશ્ને એક વિસ્પરદ, અને એક વંદીદાદ તથા ગાહા-મબારોના હીંગામમાં તેની ક્રિયા કરી અસ્પન્દાદ મહિનામાં એ સોલ પાતરાં ઉપર રોજ, સોલ યજશ્ને કરી અસ્પન્દાદ મહિનાના અનેરાન રોજે પાછલી રાત્રે એ સઘળા સોલ જાતના આતશને એક કરી તે ઉપર ગાથાના દહાડાની ક્રિયા કરી હતી. (પા૦ પ્ર૦ દફ૦ ૧ લું પૃ. ૧૭૬-૧૭૭

વધુ માટે જુવો પારસી દીનઆઇન અને તવારીખી ફરહંગ પુ૦ ૧ લું. પૃ૦ ૧૧૦.) જે વખતે મીજલસ આરાસ્તેહ કરી જશન કરે, દો દહ્મ-૧) સરોશ સેગાનું આફરગાન, આફરીન દહ્મની પઢે. (૭૮ સવાલની રેવાયત જવાબ ૧ લો.)

તે પછી એ આતશ આતશબહેરામને દરજજે પુગે, તેની ખીદમતમાં ખુબવાલા મોબેદ રહે.

આ ૧૬ જાતના આતશને સંસ્કાર કરીને તેને દાદગાહે લઇ જવાના સવાબનું પ્રમાણ નીચે પ્રમાણે જણાવવામાં આવે છેઃ—

| વંદીદાદ પ્રમાણે. | પુણ્યનું પ્રમાણ. |
|---|---|
| ૧ લો નશા બાળતો આતશ. | ૧૦,૦૦૦ લાકડાંના કટકા યા ભારા આતશમાં ભેટ ધરાવવા બરોબર. |
| ૨ જો નજીસાઇ બાબતોનો આતશ. | ૧,૦૦૦ ,, |
| ૩ જો કચરા બાબતોનો આતશ. | ૫૦૦ ,, |
| ૪ થો કુંભારના પંજાવાનો આતશ. | ૪૦૦ ,, |
| ૫ મો કોરીનાં વાસણની ભઠ્ઠીનો આતશ. | વધઘટના કટકા. |
| ૬ ઠો પીત્તલ વિગેરે મીશ્રીત ધાતુની ભઠ્ઠીનો આતશ. | થોડા લાકડાના કટકા. |
| ૭ મો સોનારની ભઠ્ઠીનો આતશ. | ૧૦૦ કટકા. |
| ૮ મો રૂપું પિગળાવાની ભઠ્ઠીનો આતશ. | ૯૦ કટકા. |
| ૯ મો લોઢું ઓતવાના કારખાનાનો આતશ. | ૮૦ કટકા. |
| ૧૦ મો સારી ખરીની વસ્તુની ભઠ્ઠીનો આતશ | ૭૦ |
| ૧૧ મો ભઠ્ઠીઆરખાનાની ભઠ્ઠીનો આતશ. | ૬૦ |
| ૧૨ મો કોલ બળતા દગનો આતશ. | ૫૦ |
| ૧૩ મો કલઇ પિગળાવવાની ભઠ્ઠીનો આતશ. | ૪૦ |
| ૧૪ મો ગોવાળીઆની ભઠ્ઠીનો આતશ. | ૩૦ |
| ૧૫ મો લશ્કરની છાવણીનો આતશ. | ૨૦ |
| ૧૬ મો દીનદાર જરતોશ્તીના ઘરનો આતશ. | ૧૦ |

( વંદીદાદ ૫-૮ મી, ફ૦ ૮૧ થી ૯૬ સુધી.)

# આતશબેહરામ સાહેબના કેબલાને એક ગુમ્બદમાંથી બીજા ગુમ્બદમાં લઇ જવાની જરૂર પડેતો નીચલી તરતીબથી લઇ જવા.

—*❀⊛❀*—

આતશબેહરામ સાહેબના કેબલા માટે બે ગુમ્બદો હોવાની જરૂરત રેહે છે, એક ચાલુ વપરાસ માટે, અને એ જ્યારે મરામત કરવો પડે ત્યારે બીજા રાખેલા ખાસ ગુમ્બદમાં આતશબેહરામનાં કેબલાને તખ્તનશીન કરવા માટે. બીજા ગુમ્બદમાં આતશબેહરામના કેબલાને તખ્તનશીન કરવાની રીત આ છે કે:—

આ ગુમ્બદને પ્રથમ નીરંગ (ગૌમૂત) થી ત્રણ મરતબે પાવન કરવો, અને તે પછી પાણીથી ત્રણ મરતબે ધોઇ પવિત્ર કરવો. પછી યોજદાથ્રેગર મોબેદની જોડ ૧ હોય તેને પ્રથમ ગોસલ–સ્નાન વિધિ પ્રમાણે કરી કંઘઇ કરી ફરી પાદયાવ કુશ્તી કરી ફર્જયાત ગુજારી પાદશાહને તખ્ત નશીન કરવાનાં ગુમ્બદના ખુવાનપર પ્રથમ પાંચે તાયની ખુબ, યાને સરોશની ક્ષ્નૂમનથી બાજ ધરે, કુશ્તી કરી મ્હોઢું પરગરૂ કરે, યાને હોમ ગાલી જીવામ લઇ પાતરી ઉર્વરામ લઇ પ્રથમની ક્રિયા કરી સરોશ-યજદની ક્ષ્નૂમનથી ૧) યજશ્ને કરે, પછી બીજો મોબેદ ફરી યજશ્ને કરી ખુબ કાયમ રાખે અને તે માટે બંને મોબેદો ઘટ્ટી વખતે દરૂન બાજ ઈજી ખાંણુ ખાય.

એ પ્રમાણે ત્રણ દિવસ સરોશની ક્ષ્નૂમનથી યજશને કરે, અને ત્રણ રાત્રિ વંદીદાદ સરોશની ક્ષ્નૂમનથી કરે.

ચોથે દિવસે જે રોજ હોય તેની ક્ષ્નૂમનથી યજશને કરે, અને ખુબ કાયમ રાખે; અને ગુમ્બદમાં, પાદયાવ કુશ્તી અને પદાન બાંધી આમદો રફત કરે, અને ચોથે દિવસે પાદશાહને બીજા ગુમ્બદમાં તખ્તનશીન કરવાની મદદમાં બીજા ખુબના અમલદાર મોબેદો પોતાના સાહજ સાથે સહજ થઇ રહે.

ચોથા દિવસની ઉજયેરીન-ગાહમાં પાદશાહને તખ્તનશીન કરવા જે આફ્રરગાન્યું તૈયાર કીધું હોય તેને ઉજારી સાફ સુફ કરી ત્રણ મરતબે ચોખ્ખું કરીને, ત્રણ મરતબે પાવ કરે, ને પાણી ખાલસા કરી તેને ખુશક કરવુ અને પછી આતશનો તખ્ત ત્રણ મરતબે પાવ કરી

આફ્રરગાન્યુ-ગોઠવી મૂકે. પાદશાહનું છત્ર લાવી ટાંગી રાખે અને એજ આફ્રરગાન્યાનો-"સરપોશ" ચોખ્ખો કરી પાવ કરી ખુશ્ક કરી એક પાવ કીધેલી મ્હોટી આરણી ઉપર મૂકી તેમાં સુખડનો વેહર યા જીની છોલથી ભરપુર કરે અને ચમચ અને ચીપીઆઓ તૈયાર રાખી મૂકે. (પાદશાહાનું છત્ર લાવી ગુમ્બદમાં ટાંગે).

૪ થે દિવસ રાત્રે ૧૨) વાગે ઉષહિન-ગાહની બોય દીએ અને થોડો વખત થોભે અને બીજા મદદનીશ મુબેદો પાદિઆવ કુશ્તી ફર્જયાત ગુજારી જામો પિછોડી પેહરી તૈયાર થઇ રહે.

અને પેલા ગુમ્બદથી બીજા ગુમ્બદ સુધીના રસ્તામાં પાવી કરી જગ્યા એલાયદી કરે, તેમજ રસ્તામા આસેપાસે બત્તી રહેવી નહિ જોઇએ. રસ્તો શાન્ત હોવો જોઇએ.

હવે બીજા મદદનીશ મોબેદો ગુમ્બદમાં જાય, અને પેલા તૈયાર કીધેલા આફ્રરગાન્યાના સરપોશનો પએવન્દ કરે અને આતશ સંભાળથી સર્વે મુકે, અને પેલા જુના આફ્રરગાન્યા સાથે પએવન્દ રાખી તેની રાખ થંડી પડવા દીએ. તે પછી સરપોશ ઉંચકવા માટે તેને આસેપાસે ચેહાર કરા હોય છે તેમાં લાખંડના પાવ કીધેલા સલ્યા ૨) તે ચેહાર કરામા ભેરવી ૪) મોબેદો વિધિથી સરપોશ ઉંચકે અને ૨) મોબેદો ઢાલ, તરવાર, બરછી, જામ્યાઓથી સહજ થઇ આગળ ચાલે, અને ૪) મોબેદો પાદશાહની સવારી લઇ ચાલે, જ્યારે બીજા મોબેદો તે ઉપર છત્રનો સાહ્યો કરે, અને બીજા મોબેદો તેઓ પાછલ ઢાલ, તરવાર, બરછી, જામ્યાઓથી સહજ થઇ રસ્તાની નેગેહદારી પાદશાહાની સવારી અવલ-મંજલ પુગે ત્યાં સુધી રાખે, અને આસ્તે અને શાન્તીથી કદમ અફ્જુન કરી ચાલે, અને પાદશાહની દરગાહામાં પોહોચ્યાં પછી તેમને તખ્તનશીન કરે, અને દરબારનો સર્વે અસબાબ લાવી તેને આરાસ્તેહ કરે.

પછી એક મજલિસ આરાસ્તેહ કરી જશન કરે.



# "આતશબેહરામ સ્થાપવાની જરૂરત વિષે"



આતશબેહરામ સ્થાપવાની જરૂરત વિષે દીનકર્દ નામની પેહલવી કેતાબમાં નીચે પ્રમાણે ફર્માન આવેલું છે:—

"મીનોઇથી મીનોયઝદો દુન્યાઇ બીજી જગાઓ કરતાં આતશબેહરામને તખ્તનશીન કીધા હોય તેવી જગામાં પેહલાં આવવું કરે છે."

પેહલવી રવાયતમાં નીચે પ્રમાણે ફર્માન છે:—

"દીનમાં કહેલું છે કે, માજદયસ્નીઓને ઘટે છે કે, પોતાના શહેરમાં આતશબેહરામ પરઠવા, કારણ ખુલ્લુ છે કે આતશબેહરામનાં નુર અને મદદથી માજદયસ્નીઓને કૌવત છે. જો આતશબેહરામની યારી અને મદદ નહિ હોય તો તમામ દુન્યામાં ભલી માજદયસ્ની દીન એકજ છે, તે ટકી શકે નહિ."

"અએ સ્પેન્તમાન જરતોશ્ત ! (જો) કોઇ શખ્સ ઉર્વાસિન અથવા વોહુગઓન, અથવા વોહુકેરેતી અથવા હધાનએપતની અથવા હરેક કોઇ ઘણાજ ખુશબોદાર ઝારવરની એસમને અશોઇએ કરીને (આતશને વાસ્તે લઇ જાએ તો.

જે તરફથી પવન આતશની (ઉપર મુકેલી ખુશબોદાર ચીજની) બોયને પાંથરી નાંખે છે, તે તરફ, મીનો દેવો કે જેઓ અંધારાની સુરતનાં દરવંદો છે (તેઓ) ને, (તથા-તેથી) બેવડા જાદુગરોને, તથા પરીઓને, હોરમઝદનો આતશ હજાર ઘણા મારનાર તરીકે સાંભ જાય છે. (વ૦ પ૦ ૮ ફ. ૭૬-૮૦).



## "આતશબેહરામ પર જુદ્દીનની નજર પડે યા હમપચેવન્દ થાય તો, તેને કેવી તરતીબથી પાવન કરવા."



બોહાનખાસ્તેહ આતશબેહરામના પાક કેબલા ઉપર કોઇ જુદ્દીનની નજર પડે યા હમપએવન્દ થાય તો, તે કેબલાને કેવી રીતે પાક કરવા તે માટે ઇરાનના દસ્તુરોએ મોકલેલો જવાબ કે:—

આતશબેહરામના કેબલા ઉપર જુદ્દીનની નજર પડે તો તે આતશબેહરામના ખેદમતગાર યાને બોય દેનાર હોય તેને આતશનું નવરાતનું બરશ્નૂમ લેવું યાને મોબેદે ન્હાન લીધું તે ગોયા આતશે ન્હાન લીધા બરાબર ગણાય.

અને તેજ દિવસથી બીજા (૯) પાકી ઝેહ ખસલતના સાચુ બોલનારા બરાબર રીતે માંથ્રવાણી ભણી જાણનારા યોજદાથ્રેગર મોબેદ મ્હોટી ખુબ કરે પછી હમ પએવન્દ થઇને આતશબેહરામના કેબલા આગળ જઇ આતશદાની યાને આતશનાં આફ્રરગાન્યાં ૯ તૈયાર કરી આતશ કદેહની આસપાસ કટારબંધ મૂકે. પેલા આતશના કેબલામાંથી પ્રથમ વિધી પ્રમાણે જોત લઇ ૧ લા આફ્રરગાન્યામાં આતશ રોશન કરે, પછી પેલા કેબલાને સરદ થવા દેવા તે પછી બીજે દિવસે ૧ લા આફ્રરગાન્યામાં પાછી વીધી પ્રમાણે જોત લઇ (૨) જુ આફ્રરગાન્યું આતશથી રોશન કરે. એ પ્રમાણે (૯) દિવસ સુધીમાં (૯) મા આફ્રરગાન્યા સુધી જોત લઇ અકેક પછી આતશ રોશન કરવા અને તે આગમજનાં અનુક્રમે આતશ સરદ કરતા જવું, પછી પેલા (૧૦) મે દિવસે બરશ્નુમ લેનાર મોબેદ નવસો નાહી ફારેઘ થાય અને ફરી ગોશલ કરી ફરજ્યાત ગુજારી મ્હોટી ખુબ કરે, પછી પેલા આતશબેહરામનું આફ્રરગાન્યુ પાકીઝેહ કરે ગુંબદ સાફસુફ કરે અને મ્હોટા આફ્રરગાન્યોમાં આતશ મૂકી તખ્તેનસીન કરે, જ્યારે સર્વ દસ્તુર મોબેદો અને બેહદીનો ભેગી એક મજલીસ આરાસ્તેહ કરી જશન કરે, અને તે આતશબેહરામની ખેદમતમાં મોબેદ રેહ. (જુઓ ૭૮ સવાલ રેવાયતનો જવાબ નં ૧ લા.)



# "આતશબેહરામની બોય દેવાની ક્રિયા, અને તેનું રહસ્ય."



આતશબેહરામની બોય દેવાની ક્રિયા અને તે સાથે જોડાયલા થોડાક નીતિજનક વિચારો:—

આતશબેહરામને આખા દિવસની પાંચે ગેહ દરમ્યાન બોય દઈ રોશન રાખવામાં આવે છે, તે "બોય" શબ્દનું રહસ્ય આ પ્રમાણે છે બોય શબ્દનો અર્થ બોય શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ અવસ્તા શબ્દનો 'બઓધ' છે. જે પેહલવીનો 'બુઇ' અને ફારસી 'બુ' અથવા 'બુઈ' છે. એનો અવસ્તા પ્રમાણે ધાતુ 'બુધ' ફારસી 'બુઈદન' છે. જેનો અર્થ 'સુંઘવું' 'સુગંધી થવું' થાય છે. સંસ્કૃત 'બુધ' ધાતુનો પણ અર્થ એવોજ (To Revive the scent of a perfume) થાય છે.

હવે અવસ્તામાં 'બોય' ને માટે "બઓધ" શબ્દ છે, તેનો અર્થ 'બોય' અથવા સુગંધી ઉપ્રાંત બુદ્ધી (intellect) પણ થાય છે. અવસ્તામાં બુદ્ધિ માટે પણ એજ શબ્દ 'બઓધ' અથવા 'બઓદંધહ' વપરાય છે એ બુદ્ધિ માટેના અવસ્તા 'બઓધ' શબ્દ માટે પેહલવી બુઇ શબ્દ છે. ફારસીમા પણ આડકતરી રીતે બુદ્ધિ માટે એ 'બુઈ' શબ્દ આવે છે. જેનો અર્થ શોધખોળ (quest, search) વિગેરે થાય છે, અને બુદ્ધિ માટે સંસ્કૃતમાં બોધ અથવા બુદ્ધિ છે.

વળી એ બુદ્ધિ માટેનાં અવસ્તાના 'બઓધ' શબ્દનો ધાતુ પણ ખુશબો માટેના 'બઓધ' શબ્દની માફક બુધ એટલે 'વાકેફ થવું જાણવું' છે.

હવે આપણે યાદ રાખવુ જોઇએ કે આથ્રવનો એટલે આતશની તપાસ રાખનારાઓ ગેહ-ગેહ આતશને સુગંધી પદાર્થોથી રોશન કરે છે તે ક્રિયા જો કે આપણે 'બોય' દેવી એટલે ખુશબો ચઢાવવી એવા ખાસ શબ્દોથી ઓળખ્યે છીએ તોપણ શબ્દના ખરેખરા અર્થ પ્રમાણે અથ્થાર-નાનો ગેહ-ગેહ એ સુગંધી પદાર્થ વિગેરેનું જે બળતણ આતશ પર મેલે છે, તે ઉપરાંત આપણ સર્વ આતશ આગળ જે સુખડ બળતણ લઇ જઇએ છીએ, તે સઘળાંને પણ "બોય-દેવાના" નામથી ઓળખ્યે છીએ.

બોએ દેવાને બુદ્ધિ મેળવવા સાથે સંબંધ:—

ત્યારે ખુશ્બો આપવી, અને વાકેફી મેળવવી યા જ્ઞાન મેળવવું યા બિદાર થવું એ માટે આપણી ફારસી પેહલવી, અને અવસ્તા ભાષાઓમાં અને વળી ચોકસ હદે સંસ્કૃત ભાષામાં એકનો એક ધાતુ (અવસ્તા બુધ, પેહલવી બુઇ, ફારસી બુઇદન; અને સંસ્કૃત બુદ્ધ) છે, તે બીનાજ આપણે માટે ઉત્તમ રીત સુચક છે.

એ એક સરખી બાબદો સુચવે છે, કે 'બઓધ' અથવા બુદ્ધિ એટલે જ્ઞાન અથવા વાકેફી અથવા હુશ્યારી અથવા બિદારી મેળવવાની છે. આ દુન્યામાં ઘણીક તરેહથી ખુદ ધર્મ સંબંધી બાબદોમાં આપણે "આપ-અને-લે" કરવાનું છે તે દાદાર પણ આપણી પાસે કાંઇ માંગે છે, તે કાંઇ ફર્જ માંગે છે, અને તેનાં બદલામાં આપણને કાંઇ આપે છે. એજ મૂજબ બોએ દેવાની બાબદમાં છે. જો આપણે આતશને 'બોએ દઇએ' એટલે ખુશ્બો આપ્યે અને તેનાં બદલામાં આતશ પાસે કાંઇ લઇએ નહિ અને ખાલી હાથે જઇએ તો આતશ બેહરામમાં ગયલું ફોકટ ગણાય.

આતશની ન્યાયશમાં કહે છે કે:—

"વીસ્પનાંમ્ પર-ચરેન્તાંમ્ આતર્શ જસ્ત આદિધય ચિમ્ હખ હષે બરઇતી ફ્રચરેઠ્વાઓ અર્મએષાઇધે." એટલે "આતશ સઘળા (તેની નજદીક) આવનારાઓનાં હાથ તરફ જોએ છે, કે તે આવતો દોસ્ત બેઠેલા દોસ્ત (આતશ) માટે શું લઇ આવે છે?"

એટલે આતશ આપણો મિત્ર છે, અને આપણે તેની આગળ જઇએ છીએ,ત્યારે તે આપણા હાથ તરફ જોએ છે, કે આપણે તેને માટે કંઇ સુખડ યા લોબાન યા અગર જેવી ખુશ્બો લઇ ગયા છીએ કે નહિ, પણ આપણે તેની આગળ જઇએ છીએ, ત્યારેજ આપણા હાથ તરફ નજર કરતો નથી, પણ પાછો ફરતી વખતે પણ જાણે નજર કરે છે "એ મિત્ર મારે માટે સુખડ અને ખુશ્બોની ભેટ લાવ્યો હતો, તેના બદલામાં મારે ત્યાંથી પાછું કાંઇ લઇ જાય છે કે નહિ" જો તે આતશ તેનાં હાથ ખાલી જોય (વધારે વાસ્તવિક રીતે બોલ્યે તો તેનું મન ખાલી જોય તેનાં મનને ખાલી હાથે પાછુ ફરતુ જોએ) તો તે આતશ પોતે તેથી નાખુશ થાય છે.

બાએ આપીને શું લેવું હવે ત્યારે ભણનારે આતશને બાએ અથવા ખુશ્બો આપીને તેની પાસેથી શું લેવાનું છે? આતશની ન્યાયશમાં ભણનાર જે દુવા ગુજારે છે, તે ઉપરથી આ સવાલનો જવાબ મળે છે. ત્યાં ભણનાર આતશને કહે છે કે,

દાયાઓંામે આતર્શ પુથ્ર અહુરહે મઝ્દાઓં, યા મે અંઘ્રહત્ અફ્સાઁઘ્રહાઓં, નૂર્ંમ્ચ યવએચતાઇતે, વહિશ્તેમ્ અહૂમ્ અષઓંનાંમ્ રઓંચંઘ્રહૅમ્ વીસ્પોખ્રાથ્રૅમ્ જજે–બુયે વંઘ્રહાઉચ મીઝ્દે વંઘ્રહાઉચ અવહિ ઉરૂનએચ દરેઘે અવંઘ્રહે (ફ. ૬).

અર્થ—એ અહુરમજ્દના પુત્ર આતશ! તું મને (તે બક્ષેસ) આપ, કે જે મારે સારૂ હાલમાં અને હંમેશાં અશોનાં રોશ્નીવાલાં તથા તમામ સુખવાલા બેહશ્ત માટે બોધ આપે અને ભલી બંદગીના અને રવાન માટેનાં લાંબા વખતની મદદનાં ભલા બદલામાં હું તે (બોધ) મેળવું.

આ ફકરા ઉપરથી ખુલ્લું સાબેત થાય છે કે, આતશને બાએ દઇને આપણે આતશ પાસેથી ખાલી હાથે જવાને બદલે કાંઇ લઇ જવાનું છે, આપણે આતશને માટે સુખડ લોબાન અગર જેવી સુગંધી આપી બેહશ્તને માટેની બોએ (બોએ અથવા ખુશ્બો) આપીને આપણે (બુદ્ધિ અથવા અક્કલ અથવા સારા વિચારો) લઇ જવાના છે.

આતશની ન્યાયશનાં બીજા ફકરામાં આતશ પોતાની આગળ ખુશ્બો લઇ આવનારને જે શબ્દોમાં દુવાં દે છે તે શબ્દો ઉપરથી પણ આપણે જોઇએ છીએ, કે આપણે તેની આગળથી તેને બોય દઇને શું લઇ જવાનું છે, આતશ દુવા દે છે.

"ઉપ–થ્વા હક્ષોઇત્...વૅરૅઝવત્ચ મનો વરૅઝ્વતિચ હક્ષોઇત્ અંઘ્રઉહ્."

એટલે ચપળ મન તારી પુઠે ચાલજે, ચપળ જીંદગી તારી પુઠે ચાલજે.

ત્યારે આતશને બોય દઇ આપણે તેની આગળથી ચપળ મન અને ચપળ જીંદગી લઇને જવાનું છે.

આતશને બોય દઇ બિદાર કરી આપણે બિદાર થવાનું છે:—

આપણે આતશ માટે જે સુખડ યા બોએ લઇ જઇએ છીએ તેથી તે સુસ્ત પડયો હોય તો રોશનીથી ચપળ અને બીદાર થાય છે તે આજુબાજુ રોશની અને ખુશબો પાંથરે છે, આપણે પણ ત્યારે આતશને બોય દઈ આતશને સુગંધી પદાર્થો આપી તેની પાસે તેના બદલામાં નીતિની રોશની, નેકીની ખુશબો, ભલી ચપળતાથી બીદારી લેવાની છે. જો આતશબેહેરામમાં અને આદરાનમાં એમ બોય દેવા એમ સુખડ ચઢાવવા જઇએ અને ત્યાંથી ખાલી મને કાંઇપણ નીતિજનક વિચાર લેવા વગર પાછા ફર્યે તો ફેરો ફોકટ ગણાય, આતશને દીધેલી તે બોય આપણે પોતાને માટે ફેરો ફોકટ ગણાય, તમારી સઘળી બોએ, જો તે તમોને પાછી બોએ યાને બુદ્ધિ યા અક્કલ યા નિતિજનક બિદારી આપે નહિ તો સઘળી ફોકટ ગણાય, તે બોય દીધેલી પણ સરખી અને નહિ દીધેલી પણ સરખી.

બોય દેતી વેળા ચઢાવવામાં આવતી માચીઃ—

પ્રથમ યોઝદાથ્રેગર ખુબનો ધણી હોય તે ગેહ બદલાતાં કુશ્તી પાદિઆવ કરી ગેહ અને ન્યાયશો ભણી અને રાતની ગેહમાં ગેહ અને સરોશ યસ્ત વડી ભણી ફર્જીયાત ગુજારી ગુમ્બદમાં દાખલ થાય, અને પ્રથમ પવિત્ર આતશ ઉપર ખુશબો મુકે અને સુખડની માંચી ચઢાવે, અગર સુખડની માચી નહિ બની શકતી હોય તો સ્વચ્છ કરેલા લાકડાની માચી ચઢાવે. માચી ૫) ટુકડાની[1] નીચે મુજબ ચઢાવે.

માંચી ચઢાવતી વખતે પ્રથમ પુર્વે દિશા તરફ મોહ કરી ઉભો રહે પ્રથમ બે ટુકડા એકમેકથી થોડાક દુર, પુર્વેથી પશ્ચિમની લાઇનમાં ગોઠવે, પછી દક્ષિણ દિશા તરફ મોહ કરી ઉભો રહી દક્ષિણ–ઉત્તરે ઉભા બે ટુકડા ગોઠવે એ પછી પાછો પશ્ચિમ

3 ૪
૧ ૧
૫ ૫
૨ ૨
3 ૪

૧. માચી મુંબાઇમા દાદીશેઠના આતશબેહરામમા ૫) ટુકડાની, ઉદવાડે ઇરાનશાહના આતશબેહરામમાં ૯) ટુકડાની, મુંબાઇમાં મરહુમ ફરામજી કાવસજી બનાજીના, વાડીઆજી, સુરત શેઠ વકીલના, અને મોદીજીના તથા મુંબાઇનાં અનજુમનના અને નવસારીના અનજુમનનાં આતશબેહરામમાં ૬) ટુકડાની માચી ચઢે છે.

દિશા તરફ ફરી ૫) મો ટુકડો દરમ્યાનમાં પશ્ચિમ પુર્વેની લાઇનમાં ૧) ટુકડો ગોઠવે એટલે પાંચ ટુકડાની માચી થઇ.

માચી શબ્દનો ભાવાર્થ:—'માચી' શબ્દનો હાલ સાધારણ અર્થ "ખુરશી અથવા બેઠક" થાય. છે એ શબ્દ અસલ સંસ્કૃત 'મંચ' છે જેનો અર્થ "તખ્ત અથવા ઉંચી માનભરી બેઠક" થાય છે ત્યારે માચી ચઢાવવી એટલે આતશ ઉપર સુખડના કડકારૂપે તખ્ત ચઢાવવું, આપણા "આતશબેહરામને પાદશાહનો દરજ્જો આપ્યો છે. માટે આપણે "આતશ-બેહરામ પાદશાહ" બોલ્યે છીએ માટે જેમ પાદશાહને અર્પણ કરવા માટે લાયક ચીજ તખ્ત છે, તેમ આતશબેહરામ પાદશાહને સુખડની માચી (મંચ) એટલે તખ્ત અર્પણ કરવાનો વિચાર ઉભો થયો છે. એ દરજ્જેનાં આતશને પાદશાહનો એલકાબ લગાડયાથી તેના આતશની બેઠકને આપણે તખ્ત કહ્યે છીએ અને તેથી પવિત્ર સ્થાપવાની ક્રિયાને "આતશને તખ્તનશીન" કરવા કહી આપણે બોલ્યે છીએ એજ વિચારને લીધે એવા આતશને માથે ગુમ્બદમાં 'તાજ' ટાંગવામાં આવે છે. વળી એજ પાદશાહની મિસાલ યાદ રાખી આતશબેહરામમાં એકાદ તલવાર, ગુરૂઝ, બરછી જેવાં હથ્યારો જરૂરનાં માનવામાં આવે છે કારણ કે પાદશાહની સેવાંમાં હથ્થારદાર ખીદમતગારો અથવા સેંપાહો જરૂરનાં ધારવામાં આવે છે.

પણ એ સઘળુ આપણે ચિન્હ તરીકે સમજવું જોઇએ; રાજ્ય અને દીનને હમેશાં સંબંધ હોય છે. જેમ રાજ્યની એકયતા તેમ દીનની એકયતા (unity of state and church) એ બેઉ દેશની આબાદી માટે જરૂરનાં છે. રાજ્ય પોતાની સત્તાથી દેશમાં શારીરિક વ્યવસ્થા જાળવે છે. દીન પોતાની સત્તાથી આત્મીક અથવા નીતિની વ્યવસ્થા જાળવે છે ત્યારે ધર્માબ્યો અથવા આતશબેહરામો, દીનની હકુમતના દીનની બાદશાહીનાં અએવાનો છે. માટે દીનની હકુમત, દીનની બાદશાહીની નીશાનીઓ તરીકે એ આતશ પાદશાહના દરગાહમાં આપણે તખ્ત અને તાજ, અને તખ્ત અને તાજના રક્ષણ કરનાર હથ્યારો જોઇએ છીએ. એ હથ્યારો કાંઇ દીન અને દેશનાં શારીરિક દુશ્મનોને મારવા માટે ખાસ કરી ત્યાં મેલ્યાં નથી પણ ચિન્હ તરીકે ( નિશાની તરીકે ) મેલ્યાં છે, કે આતશબેહરામ પાદશાહના તાજો તખ્તની પાયદારી કાજે, આતશબેહરામ પાદશાહના પાયતખ્તની સલામતી કાજે તે મકાનના પુજારીઓએ, અને તે મકાનના સેતાયશે આવનારાઓએ મનના નીતિમાન વિચારોનાં હથ્યારોથી બદી અને બુરાઇને ગેરવ્યવસ્થા અને દુર્ગુણોને તોડવાની છે.

હવે માચી ચહાવી ત્યાર કેડે આતશના ખ્વાનને પાવ કરવો, એમ પાવ કરવા માટે પ્રથમ એક ચોખ્ખાં પાણીનો કળસ્યો ત્રણ મરતબે નીચે મૂજબ પાવ કરે.

**ક્ષનઑથ્ર અહુરહે-મજ્દાઑ અષેંમ વૉહૂ (૧) (બાજમાં) યઑજ્દાથ્રેહ ઝરહે ફ્રાંકર્દ.**

**ક્ષનઑથ્ર અહુરહે-મજ્દાઑ અષેંમ્ વૉહૂ (૧) બાજમાં યઓજ-દાથ્રેહ ઝરહે વરૂકષ્.**

**ક્ષનઑથ્ર અહુરહે—મજ્દાઑ અષેંમ્ વૉહૂ (૧) (બાજમાં) યઑજદાથ્રેહ ઝરહે પુઇતી હવીંસ્પ મીનો અર્દવીસૂર આવે પાક યઓજદાથ્રેહ.**

એમ ત્રણ મરતબે ભણતાં, ત્રણ મરતબે પાણી વધુ રેડવામાં આવેછે, કે તે વાસણમાનું પાણી ઉભાઇ જઇ બ્હાર પડે, કળશ્યો પાવ કીધા પછી "**ક્ષનઑથ્ર અહુરહે-મજ્દાઑ અષેંમ્ વૉહૂ** (૧) પઢતાં જમણો હાથ પાવ કરે, અને પછી ડાબા હાથમાં કળશ્યો પકડીને કેબલા આગળ આવી (હાવન અને ઉશહિન ગેહમાં) પુર્વે ભણી ઉભો રહી બાજ લે ને આદોશ્ત પાવ કરે. (ઉજીરીન, ગેહમાં પાશ્ચમ ભણી ઉભો રહી બાજ લે. આતશના ખ્વાનને પાવ કરવાનો રિવાજ ઘણોજ પ્રાચિન અને ઇરાની છે, એમ આપણે યજશ્નેનો ૯ મો હા જે હોમ યશ્ત તરીકે જણાયલો છે તે ઉપરથી માલૂમ પડે છે. ત્યાં શરૂઆતમાંજ, જ્યારે પેગમબર જરથોશ્ત સાહેબને આતશનો ખ્વાન પાવ કરતા અને ગાથાના ભણતર ભણતા જણાવ્યા છે, ત્યારે તેની નજદીક હોમને આવતો જણાવ્યો છે. (હાવનીમ આ રતૂમ્ આ હઑમો ઉપાઇત્ જરથુશ્ત્રેમ્ આત્રેમ્ પઇરિ-યઑજ્દ થ઼ન્તેમ્ ગાથાઑસ્ચ ગ્રાવ્યન્તેમ) (જ૦ ધ૦ સંભાષણો ભાગ ૨ જો પૃ. ૧૩૬ થી ૧૪૪ કૃત સર૦ જી. જ. મોદી.

ખ્વાન પાવ કરવાની બાજ [૧ ૨]:—

(૧) આતશનો ખ્વાન હાવન, ઉજીરન અને ઉશહિન ગેહેમાં બાજ લઇ પાવ કરે, અને રપિથ્વીન તથા અઇવિસ્રુથ્રેમ ગેહેમાં પાવ નહિ કરે (જુવો ૭૮ સવાલની રેવાયતનો જવાબ ૧ લો.)

(૨) હાવન અને ઉશહિન ગેહેમાં હોય તઇએ ત્યારે આદોસ્ત પાવ કરવાની બાજ લઇએ ત્યારે પુર્વે ભણી ઉભા રહે અને પછી પાછા ફરી ખ્વાન પુર્વેની બાજુએથી પાવ કર્યે., અને ઉજીરન ગેહમાં પશ્ચિમ ભણી ઉભો રહી બાજ લે, અને પુર્વની બાજુથી આદોસ્ત પાવ કરતાં જવું.

... ... ... ... ...

હોરમઝદયારની રેવાયતમાં ખુલાસો આપે છે કેઃ—

અઝ રવાયત-કામદીન-શાપુર અન્દર દીન પેદાઅસ્ત યાને કામદીન શાપુરની રેવાયતથી દીનમાં જાહેર છે કે:—

"અઝ કેતાબે, અવસ્તાઓ ઝંદ. રસમહા બેહદીનાંન ઇન અસ્ત કે માહ અસ્પન્દારમઝ રોજ ખોરદાદ સાલગાહરાં નોરોઝે જાવલી વ દરયાઇ નીઝ ગુયંદ."

યાને ભલી દીનવાલાઓની રસ્મો આ છે કે જે ઝંદ અવસ્તાની કેતાબથી લખી છે કે અસ્પન્દાદ મહીનો ને ખોરદાદ રોજને ખોરદાદ સાલગાહ નોરોઝ જાવલી કહે છે અને દરયાઇ નોરોઝ પણ કહે છે.

દારાબ હોરમઝદયાર કહે છે કે હિન્દુસ્તાનની જંદ અવસ્તાની કેતાબ મધ્યે રોજ ૬ ઠો માહ ૧૨ માની ક્ષ્નુમન છે તે ભલી દીનવાલાઓની રસમ યાને રિવાજ છે. નહિ કે દીનનું ફરમાન છે.

આથી સાબેત થાય છે કે આ ક્ષ્નુમન કબીસાની નથી, જો એ ક્ષ્નુમન કબીસાની હતે તો, રોજ ૬ માહ ૧૨ ને દીને પઢવા ફરમાવતે નહિ. કારણ ૪ વર્ષ પુરા થવે વહિશ્તોયસ્ત ગાથાની પછવાડે કબીસાની કસર ઉમેરવામાં આવે, નહિ કે કસરનો વખત પુરો થવા આગમજ.

વળી આ વાતને વિદ્વાન ડો૦ જમશેદ મા. ઉનવાલા ટેકો આપતાં તા૦ ૩૦ અકટોબર ૧૯૨૬ ના જામેમાં લખે છે કેઃ—

"દારાબ હોરમઝદયારની રેવાયતમાં રોજ ૬ માહ ૧૨ ની ક્ષ્નુમનને નોરોઝે જાવલી યાને દર્યાઇ નોરોઝની જણાવી છે." પણ એ બાબદ માટે વધુ લખતાં એઓ સાહેબ કબીસાવાદી હોવાથી એ જાવેલી નોરોઝ ને જાવલી શબ્દને જાઇલી લખી તે નવા શબ્દની નવી વ્યુત્પતિ કરી કબીસાની ક્ષ્નુમન હોય એમ એઓ અનુમાન કરે છે પણ તેના સાબેતીની દલીલ દરશાવતા નથી.

અવરદાદ સાલગાહની વધુ તકરારી તવારિખનું વિગતે વર્ણન "ખોરહે વહીઝક" જે કબીસાના સાબેતીમાં રચવામાં આવેલી કેતાબનાં ૨૬ જવાબમાં દસ્તુરજી સાહેબ દસ્તુર મુલ્લાં ફિરોઝ બીન દસ્તુર મુલ્લાં કાઉશે 'અવીઝેહ દીની'માં ખોરહે-વહીઝક કેતાબ કબુલ કરનારા અને તેની ઉપર સહી કરનારા દસ્તુર મોબેદોના જ્ઞાનની લાયકાતની પિછાણ કરતાં આપ્યું છે.

હવે આપણે દીન આઇનનાં કામમાં કબીસો કર્યે તો નવેસરથી નવા બરેષનુમો લઇ તમામ આતશ બેહરામો અને આદરાનો અને દરેમહેરોના તમામ આલાત નવા બરપા કરવા પડે એમ નવસારીવાલા વડા દસ્તુરજી કેકોબાદજી, મુંબાઇની કદમી અનજુમનના વડા દસ્તુરજી સાહેબ દીનશાજી જીવણજી ગરડા, તથા જાણીતા ધર્મઅભ્યાસી અને પકકા યોઝદાથ્રેગર મોબેદ.એરવદ એરચજી બરજોરજી બજાંએ પોતાના અભિપ્રાયો અત્યાર આગમજ જાહેર કીધા છે. તેમ વળી અત્રેનાં બીજા દસ્તુરો સમશુલ ઓલમાં દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા અને અનજુમનના

... ... ... .... ...

આતશબેહરામના વડા દસ્તુર મીનોચેરજી કેખશરૂ જામાસ્પ આશાના તથા એરવદ મેહરજીભાઇ પાલનજી માદન પણ એકમત નીચલા કારણથી થતા જણાય છે, તે એ કે, "કદમી મુકતાદમાં શહેનશાહીના મોબેદો પોતાનો રોજ માલ બદલીને ભણતર કરે તો તેઓનું બરેશનુમ સાબેત નહિ રહે" એવો મેનીફેસ્ટો બાહેર પાડી જાહેર કીધું હતું, આ ફતવો વાસ્તવિક છે. એજ રીતે કબીસો કરવાથી દીની જુના આલાતો રદ કરી નવાં બનાવવાં પડે.

ઉપલા ત્રણ વિદ્વાન સાહેબોના મત આધારે કબીસો કરે તો દીનના આલાતો તબદીલ કરી નવેસરથી બરપા કરવા પડે.

વળી કબીસો કરવાથી ફકત કબીસાને દિવસેજ વખતસરનું ભણતર ક્રિયા-કામ રવા રેહે તે સિવાય કસરના દિવસોમાં કબીસાવાદીઓના મત મુજબ નારવા ગણાય તેમ વળી માજી ગુજરનાર જરતોશ્તીઓ કે જેઓના સાલની યાદી નહિ હોય તેઓના રોજગાર રાહમાલ જાય વિગેરે અનેક વાંધાઓ ઉભા થવા પામે.

વળી આ અવરદાદ સાલગાહની ક્નુમન ખોરદાદ રોજની ગાહામબારની અને ગાથાના ભણતરની મિશ્ર બનેલી છે, તે ઉપરથી પણ સાબેત થાય છે કે, રોજ ૬ માહા ૧૨ માને દીને સદરહુ ક્નુમનથી બાજ ધરે તો તેનું બરેપનૂમ ખતા થાય કારણ કે ગાથાની ક્નુમન ગાથાના હંગામમાં ગાહામબારની ક્નુમન ગાહામબારના હીંગામમાંજ ભણાય છે.

એથી એજ ક્નુમન કબીસાની છેજ નહિ એમ સાબેત થાય છે. વળી અહિંઆં યાદ રાખવાનું કે જયારે કબીસો કર્યે તો દીની આલાત સર્વે નવેસરથી બરપા કરવા પડે અને તેમ જો કરવામાં આવે, અને કબીસો દર ૪) વર્ષે કર્યે તો દર ચાર વર્ષે આપણને દીનીઆલાતો વારંવાર બરપા કરવા પડે. આથી આપણામાં કબીસો જાયજ હોય તો આલાતો ફેરફાર કરવાની રૂઢી પણ હોવી જોઇએ. તેની કાંઇ સર્વ સાબેતીની દલીલો કબીસાવાદીઓ આપી શકતા નથી.

ચેરાગે-હિંદ, તા૦ ૨-૨-૧૯૨૭.



# બાજ નવા નાવરની.



(બાજમાં યાદ કરે:—બક્ષ્નુદીએ વાજે દરૂન-યશત **મીનો-નાવર વીસ્પેષા અર્દા ક્રુપવ.**)

આ મીનો નાવરની બાજ હાવન અને ઉજયેરીન ગેહમાંજ ધરવામાં આવે છે) નાવરને ૧) લે દિવસે નીચે મુજબ બાજ ધરાવે.

પ્રથમ ઉર્વિસગાહમાં બાજનો સાજ તૈયાર કરે, જેમકે આતશ, દરૂન, અએસ્મ બોયે ઇત્યાદિ.

જેણે ગેવરાની ખુબ હોય તેને પ્રથમ ખજૂરીની પાતરીની **અઇવ્યા-** ઓઘ્રહુનથી ૭) તાએની 'બરેસ્મ' બાંધવી, અને નાવરસ્યાનો ડાબો હાથ પાવ કરાવો અને તેમ કરતાં **ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ** વોહી (૧) પઢાવો, પછી બાજમાં યાદ કરી રહ્યા બાદ પ્રગટ પઢે.

"**ક્ષ્નઓથ્ર અહુરહે** મઝ્દાઓ **અષેમ** વોહી (૩) **બરેસ્મન દથુષો અહુરહે મઝ્દાઓ** (જાવત)

**આયેસે યેશ્તિ અસ્ન્યએઇબ્યો અષહે રતુબ્યો** (ઉજયેરીન ગેહ હોય તો) **ઉજયેરીનાઇ અષઓને રથ્વે, આયેસે યેશ્તિ ફ્રાદત્ વીરાઇ દખ્યૂમા-ઇચ અષઓને અષહે રથ્વે, આયેસે યેશ્તિ બેરેજતો અહુરહે નફેધ્રો અપાંમ્ અપસ્ચ મઝ્દધાતયાઓ.**

**આયેસે યેશ્તિ (હાવન-પછી રપીથ્વીન-અઇવિસ્રુથ્રેમ તથા ઉશહીન** ગેહની આખી યાદ કરે) **આયેસે યેશ્તિ.**

(જે રોજ માહ હોય તે પઢે) **તવ આથ્રો અહુરહે મઝ્દાઓ** પુથ્ર......**વીસ્પનાંમચ સ્પેન્તે મઇન્યેઉશ દામનાંમ અષઓનાંમ અષઓ-નિનાંમચ અષહે રથ્વાંમ આયેસે યેશ્તિ.**

☞ બરેથ્રેમ સ્યઝ્દેમ હઉર્વેત અમેરેતાત્ ગાઉશ હુધાઓ આપે ઉર્વર **અએસ્મ બઓઇધિ.**

ફ્રેનુમઇને અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો અમૅષનાંમ સ્પૅન્તનાંમ (ઉજ્યેરીન ગેહ હોય તો) બૅરૅજતો અહુરહે નફ્ઘ્રો અપાંમ અપસ્ચ મજ્દધાતયાઓ.

હવરૅ ક્ષએતહે અમૅષહે રએવહે અઉર્વત્-અસ્પહે. વયઓશ ઉપરો કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન્ અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પૅન્તો મઇન્યઓમ.

રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજ્દધાતયાઓ અષઓન્યાઓ, દએન-યાઓ વંઘ્રહુયાઓ માજ્દયસ્નોઇશ.

માંથ્રહે સ્પૅન્તહે, અષઓનો વૅરૅજયંઘ્રહે, દાતહે વીદએવહે, દાતહે જરથુશ્ત્રોઇશ દરૅઘયાઓ ઉપયનયાઓ દએનયાઓ વંઘ્રહુયાઓ માજ્દયસ્નોઇશ, જરજ્દાતોઇશ માંથ્રહે સ્પૅન્તહે ઉષિદરૅથ્રૅમ દએનયાઓ માજ્દયસ્નોઇશ વએધીમ માંથ્રહે સ્પૅન્તહે, આસ્નહે ખ્રથ્વો મજ્દધાતહે ગઓષો સ્રૂતહે ખ્રથ્વો મજ્દધાતહે, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, તવ આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ મત્ વીસ્પએઇબ્યો આતૅરૅબ્યો ગરોઇશ ઉષિદરેનહે મજ્દધાતહે અષ-ખાથ્રહે વીસ્પએષાંમ્ યજતનાંમ્...

નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ, અઓખ્તો નામનો યજતહે (૨ વાર પઢે) આયેસે યેશ્તિ અવંઘ્રહાઓ ફ્રવશયો...

ઇમ્ હુમતાચ (જાવત) ઇથા આત યજમઇદે, (જાવત) દધ્વાઓંઘ્ર-હેમ અહુરૅમ્ મજ્દાંમ્ રએવન્તૅમ ખરૅનંઘ્રઉહન્તૅમ્ યજમઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યજમઇદે (જાવત) હુઉર્વત અમૅરૅતાત્ યજમઇદે, ગાઉશ્ હુધાઓ યજમઇદે, અપૅમચ-ઉર્વરામચ યજમઇદે, અએરમાંસ્ચ બઓઇવિમચ યજમઇદે.

અહુરૅમ્ મજ્દાંમ્ રએવન્તૅમ ખરૅનંઘ્રઉહન્તૅમ યજમઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યજમઇદે, (ઉજ્યેરીન ગેહ હોય તો) બૅરૅજન્તૅમ અહુરૅમ ક્ષથ્રૅમ્ ક્ષએતૅમ્ અપાંમ નપાતૅમ્ અઉર્વત અસ્પૅમ યજમઇદે, અપૅમચ મજ્દધાતાંમ્ અષઓનીમ્ યજમઇદે, હવરૅ ક્ષએતૅમ અમૅષૅમ્ રએમ અઉર્વત્ અસ્પૅમ્ યજમઇદે.

વએમ્ અષવનૅમ યઝમઇદે, વએમ્ ઉપરો-કઇરીમ્ યઝમઇદે, તશ્ધાતૅમ અન્યાઇશ્ હામાંન્ અએતત્ તે વચો યઝમઇદે યત્ તે અસ્તિ સ્પૅન્તો મઇન્યઑમ;

રજિશ્તાંમ્ ચિસ્તાંમ્ મઝ્દધાતાંમ અષઑનીમ યઝમઇદે, દએનાંમ વંઘ્ઉહીમ્ માઝ્દયસ્નીમ્ યઝમઇદે.

માંથ્રૅમ સ્પૅન્તૅમ્ અશ્-ખરૅનંઘ્હૅમ યઝમઇદે, દાતૅમ વીદઇવૅમ યઝમઇદે, દાતૅમ્ ઝરથુશ્ત્રિ યઝમઇદે, દરેઘાંમ્ ઉપયનાંમ્ યઝમઇદે, દએનાંમ્ વંઘ્ઉહીમ માઝ્દયસ્નીમ્ યઝમઇદે, ઝરજદાતૅમ્ માંથ્રૅમ સ્પૅન્તૅમ્ યઝમઇદે, ઉપિ-દરૅથ્રૅમ્ દએનાંમ માઝ્દયસ્નીમ યઝમઇદે, વએધીમ માથ્રૅમ સ્પૅન્તૅમ યઝમઇદે, આસ્નૅમ્ ખ્રતૂમ મઝ્દધાતૅમ્ યઝમઇદે, ગઑષો સ્રૂતૅમ્ ખ્રતૂમ્ મઝ્દધાતૅમ્ યઝમઇદે, આત્રૅમ્ અહુરહે મઝ્દાઑ પુથ્રૅમ્ યઝમઇદે, થ્વાંમ્ આત્રૅમ અહુરહે મઝ્દાઑ પુથ્રૅમ અષવનૅમ્ અષહે રતૂમ યઝમઇદે, વીસ્પે આથ્રો યઝમઇદે, ગઇરીમ્ ઉષિદરેનૅમ મઝ્દધાતૅમ અષ-ખ્વાથ્રૅમ્ યઝતેમ્ યઝમઇદે.

વીસ્પૅમચ્ અષવનૅમ્ મઇન્યઑમ્ યઝતૅમ્ યઝમઇદે, વીસ્પૅમચ્ અષવનૅમ્ ગએથીમ યઝતૅમ યઝમઇદે, અષઑનાંમ્ વંઘ્ઉહીશ્ સૂરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો સ્તઑમિ ઝ્બયેમિ (જાવત) આ-સઑષ્યન્તાત્ વૅરૅથ્રઘ્નત્. (બાજમાં યાદ કરે.)

વીસ્પાઑ ફ્રવષયો અષઑનાંમ્ યઝમઇદે, (જાવત) તાઑસ્ચા યઝમઇદે.

( રાસ્વી, બીજી બાહેરની પાવીમાં ઉભો રહી પગટ પઢે. )

ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઑ અષૅમ વૅાહૂ (૧) યઝ્દાંન્ વેહાંન્ અમૅષા સ્પૅન્તા હુમત વ હુખ્ત વ હુવર્શ્ત કે ફ્રારૂન-મનશ્ને, ફ્રારૂન-ગવશ્ને, ફ્રારૂન-કુનશ્નેઽ કે મનશ્ને વ ગવશ્ને વ કુનશ્ને, બેરસાદ વ બેપઝીરાદ બેન્યુશાદ્ બક્ષ્નુદીએ દાદાર અહુરમઝ્દ રાયોમન્દે ખરેહ્-મન્દ, બક્ષ્નુદીએ દાને પાક અહુરમઝ્દ બક્ષ્નુદીએ શ્વાને અશોયશ્તે જરતોશ્તે સ્પિતમાંન્, બક્ષ્નુદીએ શ્વાને આદરબાદ મારેસ્પન્દ,

**બક્ષ્નુદીએ અવા હુમા અમેશાસ્પંદાને ફીરોઝગર બક્ષ્નુદીએ રોજ** (ફલાંન), વ માહ (ફલાંન), વ ગાહે (ફલાંન) **બક્ષ્નુદીએ વાજે દરૂન યશ્ત મીનો નાવર વીસ્પેશા અર્દા ક્રવષ.** એટલું પઢીને

પાવીમાં દાખલ થઇ પઢે (રાસ્પી) **યથા અહૂ વઇર્યો યો જ્ઓતા ફ્રા મે મ્રૂતે.**

(જોતી) **અથા રતૂશ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓતૂ.** (બંને જણા તમામ પઢે.)

"**અષય** દધાંમિ **ખરૅથ્રૅમ** **સ્પજઠૅમ** (જાવત) **અમ્રન્યએઇબ્યો અષહે રતુબ્યો ઉજયેરીનાઇ અષઓને અષહે રથ્વે,** અષય **દધાંમિ** (જાવત).

(હાવન, રપિથ્વિન, અઇવિસ્રુથ્રૅમ અને ઉષહીન ગેહ પઢે).

(જે રોજ માહ હોય તે પઢે) **અષય**-**દધાંમિ** તવ આથ્રો **અહુરહે** મઝ્દાઓ પુથ્ર મત વીસ્પએઇબ્યો આતૅરૅબ્યો. (જાવત) **વીસ્પનાંમચ રપૅન્તહે મઇન્યેઉશ દામાંન્ અષઓનાંમ્ અષઓનિનાંમચ અષહે રથ્વાંમ્.**

**અષય** દધાંમિ **ખરૅથ્રૅમ** **સ્પજઠૅમ** હુઉર્વંતત્ અમેરૅતાત (જાવત) ક્ષ્નૂમઇને અહુરહે **મઝ્દાઓ** રએવતો **ખરૅનંઘુહતો અમેષનાંમ રપૅન્તનાંમ-બૅરૅજતો** (જાવત) (આગળ આપેલી આખી ક્ષ્નુમન બે વાર પઢે.) **અષયનો** પઇતિ જસ્યાત (જાવત) **વીસ્પાઇ** યવે (બાજમાં યાદ કરે) **યથા અહૂ વઇર્યો** (ર) ની બ્યઓથનનાંમ પઢતાં ર) અએસ્મ બોય આતશમાં મેળવે.)

**અહુનૅમ્** વઇરીમ **યઝમઇદે** (જાવત) **તાઓસચા યઝમઇદે.** (રાસ્પી) **યથા અહૂ વઇર્યો** યો જ્ઓતા **ફ્રા** મે **મ્રૂતે.** (જોતી) **અથા રતૂશ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ** વીદ્વાઓ **મ્રઓતૂ.**

**અર્શ્મ્** વોહૂ (૩) **અષય દધાંમિ** (જાવત) **ખરૅથ્રૅમ્ સ્પઝ્દૅમ હુઉર્વત્ અમેરૅતાત્** ગાઉશ હુધાઓ, **આપે,** ઉર્વર **અએસ્મ-બોઇધી** (૩ જી **અએસ્મ-બોય** આતશમાં મેળવે) **ફ્રસસ્ત અહુરહે** મઝ્દાઓ (જાવત) **અષયનો** પઇતી જસ્યાત્ (રાસ્પી પઢે) **બૅરૅતનરો** અએતમ **સ્પઝ્દૅમ** (જાવત) **યાતુ મનહે જસઇતિ અર્શ્મ વોહૂ (૩) પઢે બૅરૅસ્મ બ સ્મદાનમાં મુકે**

અને નાવરચાને દરૂનની ચાશ્ણી કરાવે, તેને જમાડી અને મુખ સાફ કરાવે અને જે ક્ષ્નુમનથી બાજ ધરાવી તેજ ક્ષ્નુમનથી પાછી બાજ મુકાવી કુશ્તી કરાવીને

"આફ્રરગાને નોઝુદાન" જોતી રાથ્વી સાથે કરે.

---

૨) જે દિવસે સાત તાકની બરેસ્મ પાતરીથી બાંધી, સરોશ યજદની ક્ષ્નુમનથી બાજ ધરાવે, ગેહ-ઉજયેરીન માત્ર ૧) ગેહ પઢાવે. ગેવરાનો ધણી સામી બાજ લીએ "ખરેતનરો" પઢે. બાજ પુરી કરી ચાશ્ણી કરાવી જમાડી બાજ મુકી કુશ્તી કરાવે, અને

"આફ્રીન્ગાને સરોશ કર્દેહસેગાને" કરાવે.

---

૩) જે દિવસે સાત તાએની બરેસ્મ અઇવ્યાઆઁઘ્રહનથી બાંધે અને બાજનો સાજ તૈયાર કરી સીરોજાની ક્ષ્નુમનથી બાજ ધરાવે ગેહ ઉજયેરીન ૧) પઢાવે ગેવરાનો ધણી સાથે બાજ લીએ અને "ખરેતનરો" પઢે. બાજ પુરી કરે જમાડી મુખ સાફ કરી બાજ મુકાવે, કુશ્તી કરાવે અને

"આફ્રીન્ગાને યક કર્દેહ દહ્મ" કરાવે.

---

૪) થે દિવસે હાવન ગેહમાં સાત તાએની બરેસ્મ અઇવ્યા-આઁઘ્રહનથી બાંધે. બાજનો સાજ તૈયાર કરી બાજ દાદાર અહુરમજદની ક્ષ્નુમનથી ધરાવે ગેહ હાવન માત્ર ૧) જ પઢાવે. ગેવરાનો ધણી સાથે બાજ લીએ. "ખરેતનરો" પઢે. બાજ પુરી કરી ચાશ્ણી કરી બાજ મુકાવે, કુશ્તી કરાવે અને

"આફ્રીન્ગાને યક કર્દેહ દહ્મ" કરાવે.



# બાજ ગાહમ્બારની.[1]



(બાજમાં યાદ કરે) બક્ષ્નુદીએ વાજે દરૂન-યશ્ત ગાહામ્બારે (ફલાંન.)

ક્ષ્નુમઇને રથ્વો બૅરૅજતો યો અષહે રથ્વાંમ્ અયરનાંમ્ચ અસ્ન્ય-નાંમ્ચ માહ્યનાંમ્ચ યાઇર્યનાંમ્ચ સરૅધનાંમ્ચ રથ્વાંમ્ વીસ્પે મઝિશ્ત-નાંમ્ યોઇ હેન્તિ રથ્વો હાવનીમ્ પઇતિ રતૂમ મઇધ્યો જરમયેહે રથ્વો (અગર જે ગાહમ્બાર હોય તે પઢે) અઐાખ્તો નામનો યજતહે, (૨ વાર પઢે.)

વડી ક્ષ્નુમન.

રતવો વીસ્પે મઝિશ્ત યજમઇદે, અયર-અસ્ન્ય-માહ્ય-યાઇર્ય-નેરેધ. હાવનીમ અષવનૅમ અષહે રતૂમ્ યજમઇદે, મઇધ્યો જરેમૅમ અષવનૅમ્ અષહે રતૂમ યજમઇદે (યા જે ગાહમ્બાર હોય તેને યાદ કરે) અષઐાનાંમ વંઘ્હુહીશ સૂરાઐા સ્પૅન્તાઐા ફ્રવષયો યજમઇદે.



---

૧ ગાહામ્બાર એ ફાર્સી સંયુકત શબ્દ છે. જેમકે ગાહ=વખત, અંબાર= અંબારન ધાતુ ઉપરથી, સંગ્રહ કરવો, એકત્ર કરવું, ઉપરથી વખતનો યા હીંગામનો સંગ્રહ, થાય છે. ગાહામ્બારની આફ્રીન મુજબ શરૂઆતમાં દુન્યાની આબાદીમાં ૬) પેદાયશો જેવી આસ્માન, પાણી, જમીન, ઝાડપાન, જાનવરો અને માણસો વિગેરે પેદા કીધાં તેની દાદાર અહુરમજદની અહેસાનની શુક્રગુજારીના હીંગામો છે.

મિનોખેરદમાં ગાહામ્બાર કરવાનો મ્હોટો સવાબ જણાવ્યો છે, ગાહા-મ્બારનાં આફ્રીન-ગાનમાં કહે છે કે એક જરતોશ્તીએ ગાહામ્બારમાં ભાગ લેવા કાંઇ ચીજો મોકલવી અથવા કાંઇ પૈસા આપવા, અને જેઓથી તેમ ન બને તો પોતે ત્યાં હાજર થઇ તે દાદર અહુરમજદની યાદ કરી મ્યજદની આશ્ણી કરવી.

હાદોખ્ત નૂસ્કમાં કહે છે કે ગાહામ્બાર ઇજવામાં કોઇબી રીતે સામેલ થવામાં મ્હોટું સવાબ છે.

# બાજ ગાથાની.[1]

(બાજમાં યાદ કરે) બક્ષ્નુર્દાએ વાજે દરૂન-ચશ્ત ગેહ્ ગાથાબ્યો ગેહ્ અહુનવદ, ગેહ્ ગાથાબ્યો ગેહ્ ઑશ્તવદ્દ, ગેહ્ ગાથાબ્યો ગેહ્ સ્પેંન્તો-મદ, ગેહ્ વોહૂ-ક્ષથ્ર, ગેહ્ ગાથાબ્યો ગેહ્ વહિશ્તોઇશ્ત ગેહ્, અર્દા-ફ્રવષ બેરસાદ્.

ઇન ક્ષ્નુમઇને અહુરહે મજ઼્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષ-નાંમ્ સ્પેંન્તનાંમ્ ગાથાબ્યો, સ્પેંન્તાબ્યો રતૂક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઇત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઇત્યાઓ ગાથયાઓ, સ્પેંન્તા-મઇન્યેઉશ ગાથયાઓ, વૉહૂ-ક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઓ અષઓનાંમ ફ્રવષિનાંમ (જાવત) નબાનજ઼દિશ્તનાંમ ફ્રવષિનાંમ અઓખ્તો નામનો યજ઼તહે. ૨) વાર પઢે. આયેસે યેશ્તિ અવંઘ્રહાઓ ફ્રવષયો.

વડી ક્ષ્નુમન.

અહુરેમ્ મજ઼્દાંમ રએવન્તેમ ખરેનંઘ્રઉહન્તેમ યજ઼મઇદે, અમેષા સ્પેંન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યજ઼મઇદે, ગાથાઓ સ્પેંન્તાઓ રતુક્ષથ્રાઓ અષઓનિશ યજ઼મઇદે, અહુનવઇતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, ઉશ્તવઇતીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, સ્પેંન્તા-મઇન્યૂમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ યજ઼મઇદે, વોહૂક્ષથ્રાંમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ્ અષઓનીમ્ અષહે રતૂમ્ યજ઼મઇદે, અષઓનાંમ વંઘ્રઉહીશ સૂરાઓ સ્પેંન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ઼બયેમિ.

---

1 આ ગાથાની બાજ મુકતાદમાં પંજમેહે યાને ગાથાના ૫) ગુંજેગં દિવસમાં કોઇબી ગાહમાં ધરવામાં આવે છે.

# બાજ રપીથ્વીનની.[1]



(બાજમાં યાદ કરે) બક્ષ્નુદીએ વાજે દરૂન-યશ્ત અહિબેહુસ્ત અમેષાસ્પન્દ વીસ્પેષા અર્દાફ્રવષ બેરસાદ્દ.

ક્ષ્નુમઇને અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘુઉહતો અમેષનાંમ સ્પેન્તનાંમ્ અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મઝ્દાઓ પુથ્ર, વીસ્પેષાંમ્ યઝતનાંમ્ અષઓનાંમ્ મઇન્યવનાંમ ગએથ્યનાંમ અષઓનાંમ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથુનાંમ્ પઓઇર્યો તકએષનાંમ્ ફ્રવષિનાંમ નબાનઝ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ અઓઋતો નામનો યઝતહે (૨ વાર પઢે).

વડી ક્ષ્નુમન.

અહુરેંમ મઝ્દાંમ્ રએવન્તેંમ ખરેનંઘુઉહન્તેંમ યઝમઇદે, અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યઝમઇદે, અષેંમ્ વહિશ્તેંમ આથ્રેંમચ અહુરહે મઝ્દાઓ પુથ્રેંમ્ યઝમઇદે, વીસ્પેંમચ અષવનેંમ્ મઇન્યઓમ યઝતેંમ્ યઝમઇદે, વીસ્પેંમચ અષવનેંમ ગએથીમ્ યઝતેંમ્ યઝમઇદે, અષઓનાંમ્ વંઘ્રૂઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ ઝ્બયેમિ (જાવત.)



૧ આ બાજ રપીથ્વીનનું જશન રોજ ૩, માહા ૧ લાને દિવસે પડે છે ત્યારે રપીથ્વીનની યજશ્ને કીધા પછી ખજુરીની અઇવ્યાઓંઘ્નહનથી સાત તાએની બરેસ્મ બાંધી ધરે.

# બાજ સીરોજાની.[1]

આ બાજ હાવન, રપીથ્વિન અને ઉજીરન ગેહમાં ધરાય, આ બાજ સાત તાએની બરેસ્મ બાંધી ધરવામાં આવે છે.

(બાજમાં યાદ કરે) **બક્ષ્નુઈીએ વાજે દરૂન યશ્ત સીરોજા અમેંષા-સ્પેન્દાંન વીસ્પેંષા અર્દા ફ્રવષ બેરસાદ.**

**ક્ષ્નૂમઇને અહુરહે મજ઼્દાઓં રએવતો ખરેનંઘુઉહતો અમેંષનાંમ સ્પેંન્તનાંમ. (૨) વંઘ્હવે મનંઘ્હે આક્ષ્તોઇશ્ હાંમવઇનત્યાઓ તરધાતો અન્યાઇશ્ દામાંન્, આસ્નહે ખ્રથ્વો મજ઼્દધાતહે, ગઓષો સ્રૂતહે ખ્રથ્વો મજ઼્દધાતહે. (૩) અષહે વહિશ્તહે સ્રએશ્તહે, અઇર્યમનો ઇશ્યેહે સૂરહે મજ઼્દધાતહે સઓકયાઓ વંઘ્હુયાઓ વોઉરૂ-દોઇથ્રયાઓ મજ઼્દધાતયાઓ અષઓન્યાઓ. (૪) ક્ષથ્રહે વઇર્યેહે અયોક્ષુસ્તહે મરેજ઼્દિકાઇ થ્રાયોન્દ્રિગ-ઓવે. (૫) સ્પેંન્તયાઓ વંઘ્હુયાઓ આર્મૈતોઇશ્, રાતયાઓ વંઘ્હુયાઓ વોઉરૂ-દોઇથ્રયાઓ મજ઼્દધાતયાઓ અષઓન્યાઓ. (૬) હઉર્વતાતો રથ્વો યાઇર્યાઓ હુષિતોઇશ્, સરેધએઇબ્યો અષહે રતુબ્યો. (૭) અમેરેતાતો રથ્વો ફ્ષઓનિબ્ય વાંથ્વાબ્ય, અસ્પિનિબ્ય યઓનિબ્ય, ગઓકેરેનહે સૂરહે મજ઼્દધાતહે.**

(હાવન ગેહ તેમજ બીજી હાવનમાં નીચે મુજબ.)

**મિથ્રહે વોઉરૂ ગઓયઓઇતોઇશ, રામનસ્ચ ખ્વાસ્રહે.**

---

૧ સીરોજા એ ફારસી સંયુકત શબ્દ છે જેમ સી=ત્રીશ, અને રોજા=દહાડા યાને ત્રીશ દહાડા અથવા એક માસ, ગુજર પામેલા રવાનોના ખાસ અવસરો આપણા પાજંદ ભણતરમાં ૪) ચેહાર નીચે પ્રમાણે જણાવેલા છે, ૧. ચેહારૂમ, ૨. દહુમ=દસ્મુ, ૩. સીરોજ=માસિસો, ૪. સાલ રોજ=વર્ષી, ત્યારે ૩ જો અવસર સીરોજા યાને માસીસાને દહાડે ૩૩) ફરેસ્તાઓની આરાધણાની યજશ્ને કરી બાજ ધરવામાં આવે છે, જેમાં બાજ ૧) સીરોજાની, બાજ ૧) સરોશની, અને તે ફરેસ્તાના માનમાં ૩૩) મીઠા દરૂન વધારાના કરવાનું રેવાયત ફરમાન આપે છે, તેમ વળી ૩૩) ઇંડા-કેરાં પણ મુકવામાં આવે છે.

(જો રપીથ્વિન ગેહ હોય તો)

અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઓ.

(જો ઉજ્યેરીન ગેહ હોય તો)

બૅરજતો અહુરહે નફ્‌ધ્રો અપાંમ્ અપસ્ચ મજ્દધાતયાઓ.

(૮) દથુષો અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ સ્પેન્તનાંમ્ (૯) આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, ખરેનંઘ્રહો સવંઘ્રહો મજ્દધાતહે, અઇર્યનાંમ ખરેનો મજ્દધાતનાંમ્ કાવયેહેચ ખરેનંઘ્રહો મજ્દધાતહે, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર. કવોઇશ હુઓસ્રવંઘ્રહહે, વરોઇશ હુઓસ્રવંઘ્રહહે, અસ્નવન્તહે ગરોઇશ મજ્દધાતહે, ચએચિસ્તહે વરોઇશ મજ્દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ્દધાતહે. આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર. રએવન્તહે ગરોઇશ મજ્દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ્દધાતહે, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર. આતર્શ સ્પેન્ત રથએશ્તાર, યજત પોઉરૂ-ખરેનંઘ્રહ, યજત-પોઉરૂ-બએષજ. આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, મત્ વીસ્પએઇબ્યો આતેરબ્યો, ક્ષથ્રો-નફ્‌ધ્રો નઇર્યોસંઘ્રહહે યજતહે.

(૧૦) અપાંમ્ વંઘ્રઉહિનાંમ્ મજ્દધાતનાંમ્, અરેદુયાઓ આપો અનાહિતયાઓ અષઓન્યાઓ, વીસ્પનાંમ્ચ અપાંમ મજ્દધાતનાંમ વીસ્પનાંમ્ચ ઉર્વરનાંમ્ મજ્દધાતનાંમ (૧૧) હ્વરે-ક્ષએતહે અમેષહે રએવહે અઉર્વત્-અસ્પહે. (૧૨) માઓંઘહહે ગઓચિથ્રહે, ગેઉશ્ચ અએવો દાતયાઓ, ગેઉશ્ચ પોઉરૂ-સરેધયાઓ. (૧૩) તિશ્ત્ર્યેહે સ્તારો રએવતો ખરેનંઘ્રઉહતો સતવએસહે ક્રાપહે સૂરહે મજ્દધાતહે; સ્તારાંમ્ અફ્થ્ર-ચિથ્રનાંમ જેમસ-ચિથ્રનાંમ્ ઉર્વરો-ચિથ્રનાંમ્ મજ્દધાતનાંમ્ વનન્તો સ્તારો મજ્દધાતહે, અવે સ્તારો યોઇ હપ્તોઇરિંગ મજ્દધાતહે ખરેનંઘ્રઉહન્ત બએષજય. (૧૪) ગેઉશ તશ્ને ગેઉશ ઉરૂને દ્રવાસ્પયાઓ સૂરયાઓ મજ્દધાતયાઓ અષઓન્યાઓ. (૧૫) દથુષો અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ્. (૧૬) મિથ્રહે વોઉરૂ-ગઓયઓઇતોઇશ હજંઘ્રરો-ગઓષહે બએવરે-ચશ્મનો અઓખ્તો નામનો યજતહે, રામનો ખાસ્ત્રહે. (૧૮) ફ્રનઓશ રજિશ્તહે અર્શ્તા-

તસ્ચ ફ્રાદત્‌-ગએથયાઓ વરૅદત્‌-ગએથયાઓ, ઍરૅજ્રુખ્શહે વચંઘ્હો યત્‌ ફ્રાદત્‌ ગએથહે. (૨૦) અમહે હુતાશ્તહે હુરઓધહે વૅરૅથ્રઘ્નહે અહુરધાતહે વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો. (૨૧) રામનો ખ્વાસ્ત્રહે, વયઓશ્‌ ઉપરૅ-કઇર્યેહે, તરધાતો અન્યાઇશ્‌ દામાંન્‌, અએતત્‌ તે વયો, યત્‌ તે અસ્તિ, સ્પૅન્તો-મઇન્યઓમ્‌, થ્વાષહે ખ્વધાતહે, જ઼ર્વાનહે અકરનહે, જ઼ર્વાનહે દરૅઘો-ખ્વધાતહે. (૨૨) વાતહે હુધાઓંઘ્હો અધરહે ઉપરહે ફ્રતરહે, પસ્ચાંઘ્હઇધ્યેહે, નઇર્યાઓ હામ-વરૅતોઇશ. (૨૩) દથુષો અહુરહે મજ઼્દાઓ રએવતો ખરૅનંઘ્‌ઉહતો, અમૅષનાંમ સ્પૅન્તનાંમ. (૨૪) રજિશ્તાઓ ચિસ્તયાઓ, મજ઼્દધાતયાઓ અષઓન્યાઓ દએનયાઓ વંઘ્હુયાઓ માજ઼્દયસ્નોઇશ. (૨૫) અષોઇશ વંઘ્હુયાઓ, ચિસ્તોઇશ વંઘ્હુયાઓ ઍરૅથે વંઘ્હુયાઓ, રસાંસ્તાતો વંઘ્હુયાઓ, ખરૅનંઘ્હો સવંઘ્હો મજ઼્દધાતહે, પારૅન્દયાઓ રઓરથ્યાઓ અઇર્યનાંમ ખ્વરૅનો મજ઼્દધાતનાંમ, કાવયેહેચ ખ્વરૅનંઘ્હો મજ઼્દધાતહે, અખ્વરૅતહેચ ખ્વરૅનંઘ્હો મજ઼્દધાતહે, જ઼રથુશ્ત્રહેચ-ખ્વરૅનંઘ્હો મજ઼્દધાતહે. (૨૬) અરૂશતાતો ફ્રાદત્‌-ગએથહે ગરોઇશ ઉષિદરૅનહે મજ઼્દધાતહે અષ-ખ્વાથ્રહે. (૨૭) અપ્નો બૅરૅજ઼તો સૂરહે વહિશ્તહે અંઘ્હેઉશ અષઓનાંમ્‌ રઓચંઘ્હો વીસ્પો-ખ્વાથ્રો. (૨૮) જ઼ૅમો હુધાઓંઘ્હો યજ઼તહે; ઇમાઓ અસાઓ, ઇમાઓ પોઇથ્રાઓ, ગરોઇશ ઉષિ-દરૅનહે મજ઼્દધાતહે અષ-ખ્વાથ્રહે વીસ્પએષાંમ્ચ ગઇરિનાંમ્‌ અષ-ખ્વાથ્રનાંમ્‌ પૅઉરૂ-ખ્વાથ્રનાંમ મજ઼્દધાતનાંમ્‌, કાવયેહેચ ખ્વરૅનંઘ્હો મજ઼્દધાતહે, અખ્વરૅતહેચ ખ્વરૅનંઘ્હો મજ઼્દધાતહે. (૨૯) માંથ્રહે સ્પૅન્તહે અષઓનો વૅરૅજ઼્યંઘ્હહે, દાતહે વીદએવહે; દાતહે જ઼રથુશ્ત્રોઇશ; દરૅઘયાઓ ઉપનયાઓ, દએનયાઓ વંઘ્હુયાઓ માજ઼્દયસ્નોઇશ જ઼રજ઼્દાતોઇશ, માંથ્રહે સ્પૅન્તહે ઉષિ-દરૅથ્રૅમ, દએનયાઓ માજ઼્દયસ્નોઇશ, વએધીમ માંથ્રહે સ્પૅન્તહે; આસ્નહે ખ્રથ્વો મજ઼્દધાતહે, ગઓષો-સ્રુતહે ખ્રથ્વો મજ઼્દધાતહે. (૩૦) અનઘ્રનાંમ્‌ રઓચંઘ્હાંમ્‌ ખ્વધાતનાંમ, રઓક્ષ્નહે ગરો-નમાનહે, મિસ્વાનહે ગાત્વહે ખ્વધાતહે, ચિન્વત્‌-પૅરૅતૂમ મજ઼્દધાતાંમ. (૩૧) બૅરૅજ઼તો અહુરહે નફૅધ્રો અપાંમ્‌ અપસ્ચ મજ઼્દધાતયાઓ, (૩૨) હઓમહે અષવજ઼ંઘ્હો. (૩૩) દહ્માઓ વંઘ્હુયાઓ આફ્રિતોઇશ, ઉગ્રાઇ

હામોઇશ ઉપમનાઇ. વીસ્પએષાંમ્ યજતનાંમ્ અષઑનાંમ્ મઇન્યવનાંમ ગએથ્યનાંમ. અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ અઇવિથ્રૂનાંમ પઑઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ નબાનજદિશ્તનાંમ ફ્રવષિનાંમ્ અઓંઘ્નો નામનો યજતહે.

વડી ક્ષ્નુમન.

(૧) અહુરૅમ મઝ્દાંમ્ રએવન્તૅમ્ ખરૅનંઘ્રુહન્તૅમ્ યઝમઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યઝમઇદે. (૨) વૉહુમનો અમૅષૅમ-સ્પૅન્તૅમ યઝમઇદે; આક્ષ્તીમ્ હામવઇન્તીમ યઝમઇદે, તરધાતૅમ્ અન્યાઇશ દામાંન્ આસ્નૅમ ખ્રતૂમ મઝ્દધાતૅમ્ યઝમઇદે, ગઓષો સ્રૂતૅમ ખ્રતૂમ્ મઝ્દધાતૅમ યઝમઇદે, (૩) અષૅમ્ વહિશ્તૅમ સ્રએશ્તૅમ અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ યઝમઇદે, અઇર્યમનૅમ ઇષીમ યઝમઇદે, સૂરૅમ મઝ્દધાતૅમ્ યઝમઇદે, સઓકાંમ્ વંઘ્રુહીમ્ વૉઉરૂ-દોઇથ્રાંમ્ મઝ્દધાતાંમ્ અષઓનીમ યઝમઇદે, (૪) ક્ષથ્રૅમ વઇરીમ અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ યઝમઇદે, અયોક્ષુસ્તૅમ યઝમઇદે, મરેઝ્દિકૅમ થ્રાયો-દ્રિગૂમ યઝમઇદે, (૫) સ્પૅન્તાંમ્ વંઘ્રુહીમ આર્મઇતિમ્ યઝમઇદે, રાતાંમ વંઘ્રુહીમ્ વૉઉરૂ-દોઇથ્રાંમ્ મઝ્દધાતાંમ અષઓનીમ યઝમઇદે, (૬) હઉર્વતાતૅમ અમૅષૅમ સ્પૅન્તૅમ યઝમઇદે, યાઇર્યાંમ્ હુષિતીમ્ યઝમઇદે. સરૅધ અષવન અષહે રતવો યઝમઇદે, (૭) અમૅરૅતતાતૅમ્ અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ યઝમઇદે, ફ્ષઓનીમ્ વાંથ્વાંમ્ યઝમઇદે. અસ્પિનાંચ યેવીનો યઝમઇદે, ગઓકૅરૅનૅમ સૂરૅમ મઝ્દધાતૅમ્ યઝમઇદે.

(હાવન અને બીજી હાવન ગેહ હોય તો)

મિથ્રૅમ્ વૉઉરૂ-ગઓયઓઇતીમ યઝમઇદે, રાંમ ખાસ્ત્રૅમ યઝમઇદે.

(જો રપિથ્વિન ગેહ હોય તો)

અષૅમ વહિશ્તૅમ આતરૅમચ અહુરહે મઝ્દાઓ પુથ્રૅમ યઝમઇદે.

(જો ઉજ્યેરીન ગેહ હોય તો)

બૅરૅજન્તૅમ અહુરૅમ્ ક્ષથ્રૅમ ક્ષએતૅમ અપાંમ્ નપાતૅમ અઉર્વત અસ્પૅમ યઝમઇદે, અપૅમચ મઝ્દધાતાંમ્ અષઓનીમ્ યઝમઇદે.

(૮) દધ્વાઓંઘ્રહૅમ અહુરૅમ મઝ઼દાંમ રએવન્તૅમ ખરૅનંઘ્રહુન્તૅમ યઝ઼મઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યઝ઼મઇદે, (૯) આતરૅમ અહુરહે મઝ઼દાઓ પુથ્રૅમ યઝ઼મઇદે, ખરૅનો મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, સવો મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, અઇર્યનાંમ ખરૅનો મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, ઉગ્રૅમ કવએમ ખરૅનો મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, આતરૅમ અહુરહે મઝ઼દાઓ પુથ્રૅમ યઝ઼મઇદે, કવએમ હુઓસ્રવંઘ્રહૅમ યઝ઼મઇદે, વઇરીમ હુઓસ્રવંઘ્રહૅમ યઝ઼મઇદે, અસ્નવન્તૅમ ગઇરીમ મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, ચએચિસ્તૅમ વઇરીમ મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, ઉગ્રૅમ-કવએમ ખરૅનો મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, આતરૅમ અહુરહે મઝ઼દાઓ પુથ્રૅમ યઝ઼મઇદે, રએવન્તૅમ ગઇરીમ મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, ઉગ્રૅમ કવએમ ખરૅનો મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, આતરૅમ અહુરહે મઝ઼દાઓ પુથ્રૅમ યઝ઼મઇદે, આતર્શ સ્પૅન્ત રથએશ્તાર યઝ઼મઇદે, યઝ઼ત પોઉરૂ-ખરૅનંઘ્રહ યઝ઼મઇદે, યઝ઼ત પોઉરૂ-બએષઝ઼ યઝ઼મઇદે, આતરૅમ અહુરહે મઝ઼દાઓ પુથ્રૅમ યઝ઼મઇદે, વીસ્પે આતરો યઝ઼મઇદે, ક્ષથ્રૅમ નફૅધ્રૅમ નઇર્યોસંઘ્રહૅમ યઝ઼તૅમ યઝ઼મઇદે, (૧૦) આપો વંઘ્રઉહીશ મઝ઼દધાતાઓ અષઓનીશ યઝ઼મઇદે, અરૅદ્વિમ સૂરાંમ અનાહિતાંમ અષઓનીમ યઝ઼મઇદે, વીસ્પાઓ આપો મઝ઼દધાતાઓ અષઓનીશ યઝ઼મઇદે, વીસ્પાઓ ઉર્વરાઓ મઝ઼દધાતયાઓ અષઓનીશ યઝ઼મઇદે. (૧૧) હુવરૅ ક્ષએતૅમ અમૅષૅમ રએમ અઉર્વત્-અસ્પૅમ યઝ઼મઇદે. (૧૨) માઓંઘ્રહૅમ ગઓચિથ્રૅમ યઝ઼મઇદે, ગઓમ અએવો-દાતહે ઉરૂનો ફ્રવષીમ યઝ઼મઇદે, ગઓમ પૅઉરૂ સરૅધહે ઉરૂનો ફ્રવષીમ યઝ઼મઇદે. (૧૩) તિશ્ત્રીમ સ્તારૅમ રએવન્તૅમ ખરૅનંઘ્રહુન્તૅમ યઝ઼મઇદે; સતવએસૅમ ફ્રાપૅમ સૂરૅમ મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, વીસ્પે સ્તારો અફ્શ-ચિથ્ર યઝ઼મઇદે, વીસ્પે સ્તારો ઝ઼ેમસ્ચિથ્ર યઝ઼મઇદે, વીસ્પે સ્તારો ઉરૂવરો-ચિથ્ર યઝ઼મઇદે, વનન્તૅમ સ્તારૅમ મઝ઼દધાતૅમ યઝ઼મઇદે, અવે સ્ત્રેઉશ યઝ઼મઇદે, યોઇ હપ્ત હપ્તોઇરિંગ મઝ઼દધાત ખરૅનંઘ્રહન્ત બએષઝ઼્ય, પઇતિશ્તાતેએ યાથ્વાંમ પઇરિકનાંમચ. (૧૪) ગેઉશ હુધાઓંઘ્રહો ઉર્વાનૅમ યઝ઼મઇદે, દ્રવાસ્પાંમ સૂરાંમ મઝ઼દધાતનાંમ અષઓનીમ યઝ઼મઇદે.

(૧૫) દધ્વાઓંઘ્હૅમ અહુરૅમ મજ઼દાંમ રએવન્તૅમ ખરૅનંઘ્ઉહન્તૅમ યજ઼મઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્હો યજ઼મઇદે, (૧૬) મિથ્રૅમ વૉઉરૂ-ગઓઓયઓઇતીમ હજંઘ્રૅ-ગઓષૅમ બએવરૅ-ચષ્મનૅમ અઓ-ખ્તો નામનૅમ યજતૅમ યજ઼મઇદે, રામ ખ્વાસ્ત્રૅમ યજ઼મઇદે. (૧૮) રશ્નૂમ રજ઼િશ્તૅમ યજ઼મઇદે, અર્શ્તાતૅમચ ફ્રાદત્-ગએથાંમ વરૅદત્-ગએથાંમ યજ઼મઇદે ઑરૅજ઼ૂખ્ધૅમ વાચિમ યત્ ફ્રાદત્-ગએથૅમ યજ઼મઇદે. (૨૦) અમૅમ હુતાશ્તૅમ હુરઓધૅમ યજ઼મઇદે, વૅરૅથ્રઘ્નૅમ અહુરધાતૅમ યજ઼મઇદે, વનઇન્તીમચ ઉપરતાતૅમ યજ઼મઇદે, (૨૧) રામ ખ્વાસ્ત્રૅમ યજ઼મઇદે, વએમ અષવનૅમ યજ઼મઇદે, વએમ ઉપરો-કઇરીમ યજ઼મઇદે, તરધાતૅમ અન્યાઇશ દામાંન, અએતત્ તે વયો યજ઼મઇદે, યત્ તે અસ્તિ સ્પૅન્તો-મઇન્યઓમ, થ્વાષૅમ ખ્વધાતૅમ યજ઼મઇદે, જ઼રૂવાનૅમ અકરનૅમ યજ઼મઇદે, જ઼રૂવાનૅમ દરૅઘો ખ્વધાતૅમ યજ઼મઇદે, (૨૨) વાતૅમ સ્પૅન્તૅમ હુધાઓંઘ્હૅમ યજ઼મઇદે, અધરૅમ યજ઼મઇદે, ઉપરૅમ યજ઼મઇદે; ફ્રતરૅમ યજ઼મઇદે, પસ્ચાંઇથીમ યજ઼મઇદે, નઇર્યાંમ હાંમવરૅતીમ યજ઼મઇદે, (૨૩) દધ્વાઓંઘ્હૅમ અહુરૅમ મજ઼દાંમ રએવન્તૅમ ખરૅનંઘ્ઉહન્તૅમ યજ઼મઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્હો યજ઼મઇદે, (૨૪) રજ઼િશ્તાંમ ચિસ્તાંમ મજ઼દધાતાંમ અષઓનીમ યજ઼મઇદે; દએનાંમ વંઘ્ઉહીમ માજ઼દયસ્નીમ યજ઼મઇદે. (૨૫) અષીમ વંઘ્ઉહીંમ યજ઼મઇદે, ક્ષોઇશ્નીમ બૅરૅજ઼ઇતીમ અમવઇતીમ હુરઓધાંમ ખ્વાપરાંમ; ખરૅનો મજ઼દધાતૅમ યજ઼મઇદે, સવો મજ઼દધાતૅમ યજ઼મઇદે. પારૅન્દીમ રઓરથાંમ યજ઼મઇદે અઇર્યનૅમ ખરૅનો મજ઼દધાતૅમ યજ઼મઇદે. ઉઘ્રૅમ કવએમ ખરૅનો મજ઼દધાતૅમ યજ઼મઇદે, ઉઘ્રૅમ અખ્વરૅતૅમ ખરૅનો મજ઼દધાતૅમ યજ઼મઇદે; જ઼રથુશ્ત્રહે ખરૅનો મજ઼દધાતૅમ યજ઼મઇદે. (૨૬) અરૂશ્તાતમ ફ્રાદત-ગએથૅમ યજ઼મઇદે, ગઇરીમ ઉષિદરનૅમ મજ઼દધાતૅમ અષ-ખ્વાથ્રૅમ યજતૅમ યજ઼મઇદે. (૨૭) અસ્મનૅમ ખ્વન્વન્તૅમ યજ઼મઇદે, વહિશ્તૅમ અહૂમ અષઓનાંમ યજ઼મઇદે, રઓચંઘ્હૅમ વીસ્પો-ખ્વાથ્રૅમ. (૨૮) જાંમ હુધાઓંઘ્હૅમ યજતૅમ યજ઼મઇદે, ઇમાઓ અસાઓ ઇમાઓ ષોઇથ્રાઓ યજ઼મઇદે, ગઇરીમ ઉષિ-દરેનૅમ મજ઼દધાતૅમ અષ-ખ્વાથ્રૅમ યજતૅમ યજ઼મઇદે; વીસ્પાઓ ગર્યો અષ ખ્વાથ્રાઓ પૉઉરૂ-ખ્વાથ્રાઓ મજ઼દધાત અષવન અષહે રતવો યજ઼મઇદે; ઉગ્રૅમ કવએમ ખરૅનો

મઝ્દધાતૅમ યઝમઇદે, ઉગ્રૅમ અખ્વરૅતૅમ ખ્વરૅનો મઝ્દધાતૅમ યઝમઇદે. (૨૯) માંથ્રૅમ સ્પૅન્તૅમ અશ્ચ-ખરૅનંઘ્હૅમ યઝમઇદે, દાતૅમ વીદોઇવ્ઉમ યઝમઇદે, દાતૅમ જરથુશ્ત્રિ યઝમઇદે, દરૅઘાંમ ઉપયનાંમ યઝમઇદે, દએનાંમ વંઘ્ઉહીમ માઝ્દયસ્નીમ યઝમઇદે, જરજ્દાઇતીમ માંથ્રૅમ સ્પૅન્તૅમ યઝમઇદે, ઉષિ-દરૅથ્રૅમ દએનાંમ્ માઝ્દયસ્નીમ યઝમઇદે, વએધીમ્ માંથ્રૅમ સ્પૅન્તૅમ યઝમઇદે, આસ્નૅમ્ ખ્રતૂમ મઝ્દધાતૅમ યઝમઇદે, ગઓષો-સ્રૂતૅમ ખ્રતૂમ મઝ્દધાતૅમ યઝમઇદે, (૩૦) અનઘ્ર રઓચાઓ ખ્વધાતાઓ યઝમઇદે, રઓક્ષ્નૅમ ગરો-ન્માનૅમ યઝમઇદે, મિસ્વાનૅમ ગાતૂમ ખ્વધાતૅમ યઝમઇદે, ચિન્વત્ પૅરૅતુમ મઝ્દધાતાંમ યઝમઇદે. (૩૧) બૅરૅજન્તૅમ અહુરૅમ ક્ષથ્રૅમ ક્ષએતૅમ અપાંમ નપાતૅમ, અઉર્વત્ અસ્પૅમ્ યઝમઇદે, અપૅમચ મઝ્દધાતાંમ અષઓનીમ યઝમઇદે, (૩૨) હુઓમૅમ જાઇરીમ બૅરૅજન્તૅમ યઝમઇદે, હુઓમૅમ્ ફ્રાષમીમ્ ફ્રાદત્ ગએથૅમ્ યઝમઇદે, હુઓમૅમ દૂરઓષૅમ યઝમઇદે, (૩૩) દહ્માંમ્ વંઘ્ઉહીમ્ આફ્રિતીમ્ યઝમઇદે, ઉગ્રૅમ તખ્મૅમ દામોઇશ ઉપમનૅમ યઝતૅમ યઝમઇદે, વીસ્પૅમચ અષવનૅમ્ મઇન્યવઓમ યઝતૅમ યઝમઇદે, વીસ્પૅ-.મચ અષવનૅમ્ ગએથીમ્ યઝતૅમ્ યઝમઇદે,

અષઓનાંમ્ વંઘ્ઉહીશ્ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ યઝમઇદે.



# ગુજરનાર જરતોશ્તીના મરણના સોગની વિસારે પડેલી ક્રિયાનું સ્મરણ.



(લખનાર:—મેહ આબાદ.)

હાલે આપણા જરતોશ્તી ટોળામાં, એક ગુજરનાર જરતોશ્તી માટે, કેટલાકોની એવી માન્યતા છે કે, તેના પેહલાં ૩) દિવસ, અને પછીનાં ગાથાના ૫) દિવસ, ગુજરનારના રવાનને કોઇ પ્રકારે, ઉપલા વખતો ઉપર, આ દુન્યામાં તેઓની હાજરી હોવાથી, તેને આ દુન્યાનું ભાન વિસારે પાડવામાં આવતું હોવાથી પતેત ભણવાની કશી અસર હોતી નથી. માટે એ દિવસો ઉપર તેને માટે 'પતેત' કરવી સજાવાર નથી.

જ્યારે બીજા કેટલાક જરતોશ્તીઓની, માન્યતા એવી છે કે, રવાનની પતેત, પેહેલા ૩) દિવસ કરવી સજાવાર છે, કારણ કે તે હંગામ ઉપર તેને અસરકારક થઇ પડે છે; પણ ચેહારૂમની બામદાદે એક રવાને પોતાની કરણીનો હિસાબ આપ્યાથી અને તેનો બદલો મેળવ્યા પછી, અગરચે તે પોતાની હયાતીમાં, પતેત ભણવાની વસીઅત કીધા વગર ગુજર પામે, અને બીજાઓ તેને માટે પતેત કરે, તો તે અસરકારક થઇ પડતી નથી. આ બે માન્યતામાં 'મત ભેદ' છે. આ બે માન્યતામાં કેઇ વાજબી છે, અને કેઇ નહિ? તેનું તોલ કરવા માટે વંદીદાદની ૧૨ માં પરગરદ આપણું કાંઇક ધ્યાન ખેંચે છે. ત્યાં કેહવામાં આવે છે કે, એક ગુજરનાર જરતોશ્તી માટે તેના નજદિકના ખેશીઓને, અમુક અમુક વખત થોભવા જણાવે છે. તે શા માટે જણાવે છે, તેની એબારત ખુલ્લી માલુમ નહિ પડવાથી, કેટલાક અભ્યાસીઓ એવા અનુમાન ઉપર આવે છે કે, ગુજરનાર જરતોશ્તીની "સોગ"ની ગમ-ગોસારી યાને પ્રાયશ્ચિત કરી તેનાં રવાનને તરક્કી કરવા, અને આઝાબમાંથી છુટો કરી રાહત આપવા માટે થોભવા જણાવે છે, અને જો એમ હોય તો ગુજરનાર જરતોશ્તી, પોતાની હયાતીમાં તેને માટે પતેત કરવાની વસીઅત નહિ પણ કીધી હોય, છતાં તેને માટે તેના નજદિકનાં ખેશીઓને માથે પતેત કરવાની સ્વભાવિક ફર્જ અને દીનનું ફરમાન હુકમ આપે છે. આ હુકમ કેટલા વખતનો, તે મરનારના સંગપણની પંક્તિ ઉપર નિયમ બાંધ્યો છે અગરચે મરનાર "દહમ" યાને અથોરનાંન વર્ગનો (ભલો) હોય તો થોડો વખત અને મરનાર "તનુ પૅરેથ" યાને હાવેસ્ત યાને બેહદીન વર્ગનો હોય

તો દબલ વખત. કારણ કે એક બેહદીન કરતાં એક અથારનાનની Conduct અને Character સ્વભાવિક રીતે વધુ ખાલેસ હોવી જોઇએ, અને એજ અનુક્રમે જરતોશ્ત પેગામબર સાહેબની અશો અહુરમજદ સાથની પુરસેશ-પાસોખમાં નીચે મુજબ આજ્ઞા આપવામાં આવે છે.

આઅત્ યત્ પિત્ પર-ઇરિથ્યેઇતિ, માત વા પરઇરિથ્યેઇતિ, ચવત્ અએષાંમ્ ઉપ-માન્યાન.

પુથ્ર હચ પિતૃમ્, દુગ્ધ હચ માતૃમ્?
ચવત્ દશ્નનાંમ્? ચવત્ તનુ-પૅરેથનાંમ્?

અર્થ-જ્યારે એક પિતા અથવા માતા મરણ પામે, ત્યારે તેમને માટે, છોકરાએ બાપને માટે, અને છોકરીએ માતા માટે (પતેત કરવા) કયાં સુધી થોભવું જોઇએ? અશોને માટે કેટલું? અને ગુનેહગારને માટે કેટલું?

આઅત્ મ્રઑત્ અહુરો મજ્દાઓ, થ્રિસતૅમ્ દશ્નનાંમ્ ક્ષ્વશ્તીમ્ તનુ-પૅરેથનાંમ્ (વ૦ ૫૦ ૧૨, ફ૦ ૧૦.)

અહુરમજ્દે જવાબ દીધો, અશોને માટે ૩૦) દિવસ, અને ગુનેહગારને માટે ૬૦) દિવસ, (વં૦ ૫૦ ૧૨, ફ૦ ૧૦).

આ ફર્માનથી આપણે એટલું જોઇ શકયે છીએ કે, એક મરનાર જરતોશ્તી પોતાની હયાતીમાં અગર પતેત કરવા વસીઅત નહિ પણ કીધી હોય. તેથી તેની પછવાડે કીધેલી પતેત નિર્થક થઇ પડતી નથી.

વળી એક ગુજર પામનાર જરતોશ્તી માટે તેનાં પેહલાં ત્રણ દિવસ રાત યજ્શ્ને વંદીદાદ, અને ૫) વકતની ફર્જીઆત ખાસ ગુજારવામાં આવે છે, તેમ ગાથાઓના દિવસ પર પણ યજશ્ને કરવામાં આવે છે. હવે આ યજશ્ને વંદીદાદની ક્રિયાની શરૂઆતમાં અને ૧૧ મા હા, માં "ફ્રૅસ્તુયે હુમતોઇબ્યચસ્ચા" ની બંદગી આવે છે. આ બંદગી એક ન્હાની પતેત યાને પ્રાયશ્ચિતનામું છે.

વળી યજશ્નેમાં કેહવામાં આવે છે કે "વિચાર, વચન અને કાર્યથી ખુશી યા નાખુશીથી અગરજો તુને (અય અહુરમજ્દ) મેં અપમાન આપ્યું હોએ તો તેને માટે અથવા તારી યજશ્નેમાં અથવા આરાધણામાં કાંઇ ખાંમી કીધી હોય તો તેની તોજેશ તરીકે, હું તારી કીર્તિ ગાઉં છું તથા તુંને ઇજન કરૂં છું. (ય૦ હા૦ ૧, ફ૦ ૨૧).

આ રીતે યજશ્ને, વંદીદાદમાં પણ પ્રાયશ્ચિતની બંદગી આપી છે. અને પ્રાયશ્ચિત માટે અહુરમજદ–અમેષાસ્પન્દોની ખુશનુદી મેળવવા માટે તેઓની આરાધણા કરવામાં આવે છે, અને રવાનની વૃદ્ધિ માટે યજશ્ને અને વંદીદાદની પેહલા ત્રણ દિવસની ખાસ જરૂરત છે. કારણ કે આત્મ-શુદ્ધિ માટે પ્રથમ પ્રાયશ્ચિતની જરૂરત છે, તો પેહલ્લા ત્રણ અને ગાથાના ૫) દિવસ પર પતેત કરવાથી તે નિર્થક જતી હોય એમ માનવાને જરૂરત રહેતી નથી·

હવે આ પતેત કરવા માટેનો સગપણની પંક્તિ ઉપર અનુક્રમ રચ્યો છે તે નીચે પ્રમાણે છે.

| ખેશાવન્દો. | દહ્મ. | યા તનુ–પૅરેથ. |
|---|---|---|
| ૧ જો બાપ અથવા માએ મરી જાય તો છોકરા બાપ માટે, ને છોકરી માય માટે. ... | ૩૦ દિવસ | ૬૦ દિવસ |
| ૨ જો છોકરો યા છોકરી મરી જાય તો, બાપે છોકરાને માટે, અને માએ છોકરી માટે ... | ૩૦ ,, | ૬૦ ,, |
| ૩ ભાઇ બેહેન એકમેકને માટે... | ૩૦ ,, | ૬૦ ,, |
| ૪ જો મ્હોટા બાવા અથવા મોટાં માએ મરી જાય તો પૌત્ર મ્હોટા બાવા માટે, અને પૌત્રી મ્હોટા માયને માટે ... ... | ૨૫ ,, | ૫૦ ,, |
| ૫ જો પૌત્ર અથવા પૌત્રી મરી જાય તો પૌત્ર માટે મ્હોટા બાવાએ અને પૌત્રી માટે મ્હોટાં માએ ... ... .. | ૨૫ ,, | ૫૦ ,, |
| ૬ કાકો, મામો અથવા કાકા માસી, ફુઇ ફુવો મરી જાય તો. | ૧૫ ,, | ૩૦ ,, |
| ૭ જો ભત્રીજો, ભત્રીજી અથવા ભાણજો ભાણજી મરી જાય તો. | ૨૦ ,, | ૪૦ ,, |
| ૮ કાકા મામાનો છોકરો અથવા છોકરી મરી જાય તો. કાકા, મામાના છોકરાનો છોકરો અથવા છોકરીની છોકરી મરી જાય તો. | ૧૦ ,, | ૨૦ ,, |
| ૯ ધરધણી અથવા ધરધણીઆણી ગુજરે તો. .... ... ... | ૬ મહિના | ૧ વર્ષ. |

આ અનુક્રમમાં વધારે સંખ્યા ઘરધણી અને ઘરધણીઆણી માટે જણાવી છે. કારણ કે તેઓ એક કુટુંબનાં વડાં અને આખા કુટુંબના પાલનહાર હોય છે.

હવે વંદીદાદમાં પતેત કરવાની રીત ત્રણ પ્રકારે જણાવી છે, કે જે પઇતીતૅમ્‌મનો, પઇતીતૅમ્‌વચો, અને પઇતીતૅમ્‌શ્યઓથનૅમ્‌ નામથી ઓળખાય છે.

૧) પઇતીતૅમ્‌મનો એટલે ભલી ધ્યાનતદારી અને ખરાં અંતઃકરણથી દાદાર અહુરમજ્દની હજુરમાં પસ્તાવો, અને ફરી ગુનાહ નહિ કરવાનો નિશ્ચય જાહેર કરવો અને માફી ચાહવી; કારણ કે ખોદા મહેરબાંન અને દયાસાગર છે જેથી અંજાણપણાના ગુનાહની ચાહેલી માફી બક્ષી શકે. જેથી આફ્રીને રપીથ્વીનમાંથી આપણને એ બાબે ટેકો મળે છે, ત્યાં કહે છે કે:—

"અહુરમજ્દ આમોરજીનીદાર; ઓશ–આમોરજીનીદાર, ઇન્‌ કે હરકે અન્દર દાદાર અહુરમજ્દ પ–પતેત બીદ. ઓશ તનેપસીન રીસ્તઓ–અવાજ ધીરાયંદ."

અર્થ—"અહુરમજ્દ ગુનાહોની માફી બક્ષનાર છે. અને તે કોણને માફી બક્ષે છે, કે જે શખ્સ દાદાર અહુરમજ્દની નજદીક પોતાનાં ખરા યકીનથી પતેત કરી તોબાહ કરે છે, અને તેવા શખ્સના ગુનાહોની માફી બક્ષીને, કેયામતમાં તેનાં રવાનને છુટકારો આપે છે."

૨) "પઇતિતૅમ્‌ વચો એટલે વચન અથવા મોઢેથી આપણો થયલો ગુનાહ, આપણા સરદાર યાને 'દસ્તુર' આગળ જાહેર કરી દીલગીરી ચાહવી તે, એ બાબે પતેત પશેમાનીમાં ઇશારો છે કારણ ત્યાં કહે છે કે :—

"અઓબાદા વેરૅજ્યાત પીશે રદે દસ્તુરે દીની આવાયશ્ત ગરજીદન–ઓએમ નગરજીદ"

અર્થ—"તાબેદારી ભરી વર્તણુંકથી દીનના સરદાર યા દસ્તુર આગળ (જે ગુનાહો) ગમગીનીથી જાહેર કરવા જોઇતા હતા તે નહિં જાહેર કીધા."

૩. "પઇતિતૅમ્‌શ્યઓથનૅમ્‌ યાને કાર્યોથી પસ્તાવો કરવાની રૂઢી. એ કાર્યોથી પસ્તાવો કરવાને ઇશારો આપણ 'કેર્ફે–મોજ્દ'ની બંદગીમાં જોઇએ છીયે. ત્યાં ભણયે છીએ કે :—

"કેર્ફે–મોજ્દ ગુનેહ્‌–ગુજારેશ્નેરા કુનેમ"
"સવાબનાં કામ ગુનાહની તોજેશને માટે કરૂં"

આ ગુનાહોની પ્રાયશ્ચિત કરવાની ત્રણ સામાન્ય રૂઢીમાંથી એક ગૂજરનારની નેયતે પ્રાયશ્ચિત કરવી તે એ કે તેમનાં માનમાં દાદાર અહુર-મજ્દ અને યજ્દ અમેષાસ્પંદોની આરાધણા કરાવવી, જેવી કે યજશને, વંદીદાદ, વીસ્પરદ, ઇત્યાદિ અને બીજું આ કે પરોપકારનાં ભલાં કાર્યો તે જે સખાવત છે, કે જેમ ગરીબોને તેની હાજતથી મોકલા કરી શકાય છે, તે કે અન્ન, વસ્ત્ર, જ્ઞાન આપવું, મદરેસા, કેતાબખાને, દવાખાના ધર્મશાળા વિગેરેનાં મરહુમમાં માન સ્થાપિત કરવાં કે જેથી તેનાં રવાનની તરક્કી થાય.

હવે ખાસ સોગની ભણુતર ક્રિયા શું છે? તે આગળ ઇરાનમાં કેમ ભણુવામાં આવતી હતી, તે હાલે વિસારે પડેલી હોવાથી તેની યાદ અત્રે આપણે તાજી કરીશું.

જે ઘરમાં જરતોશ્તી ગુજર પામ્યો હોય ત્યાં, એક એલાહેદી જગ્યા પાકીઝેહ અને આરાસ્તા કરીને સેતરંજી ચાદર બિછાવી આતશ રોશન કરી સુખડલોબાન અને ખુશ્બો બાળી એક ખુમચાંમાં ફુલ તાજા પાણીનો કળશ્યો મુકે અને ૫) ફુલની હાર ગોઠવે નીચે પ્રમાણે અઇવિસ્રુથ્રેમ ગેહમાં એક પરહેઝગાર શખસે પાદિઆવ કુશ્તી કરી ખુદાના ૧૦૧ નામનું સ્મરણ કરી 'અઇવિસ્રુથ્રેમ ગેહ' પછી શરોશ 'યસ્તે શબ,' પછી "પતેત ઇરાની રવાનની", નામે યજદ વાજીમ મનશ્ને ખુબદારીમ......થી, યથા અહૂ વઇર્યો (૨) યસ્નેમચ વહ્મેમચ અઓજસચ જવરેચ આફ્રિનામિ સઓ-પહે અષ્યેહે, તખ્મહે, તનુ–માંથ્રહે, દર્ષ-દ્રઓશ, આહૂઇર્યેહે અષેમ વોહૂ (૩).

**ફ્રવરાને...અઇવિસ્રુથ્રેમાઇ.......ફ્રસસ્તયએચ. સ્રઓષહે અષ્યેહે તખ્મહે તનુ.......યથા અહૂ વઇર્યો જઓતા... .વિદ્વાઓ ફ્રઓતૂ.**

**સ્રઓષેમ અષીમ હુરઓધેમ વેરેથ્રાજનેમ ફ્રાદત–ગએથેમ અષવ-નેમ અષહે રતુમ યજમઇદે. "યો વનનો કયધેહે..." અહે રય ખરેનંધ્રહચ** (કર્દો પુરો ભણુવો) **અષેમ વોહૂ** (૩).

અહિયા ૧) ફુલ ઉંચકે અને જેમ આફ્રીનગાનમાં ક્રિયા કરી ફુલો ઉંચકે છે તે પ્રમાણે કરવું. **આફ્રિનામિ ક્ષથ્રયાન દંધ્રહુ પઇતિ..... અથ જમ્યાત યથ આફ્રિનામિ હુમતનામ** (૨) વાર પઢી **યથા અહૂ વઇર્યો** (૧) **અષેમ વોહૂ** (૧) પઢી બાજ મુકવી. **યથા અહૂ વઇર્યો** (૨) **યસ્નેમચ, હજંધ્રેમ, જસ મે અવંધ્રહે મજ્દ અષેમ વોહૂ** (૧).

બેરસાદ કે મીનોઇ એ દીન પતેત આસ્માન, જીવા જમીન પેહુના, કોહે બાલા, દીવાર હુમાંના, અન્દરે અવનદર, દર દોઝખ અવીર વ સખ્ત સહી બે બન્દાદ તા રવાંને ઉ અવા હુમા રવાનાંને ફ્રહુવશને અશો, બસરે સીરાત ચેનવદ પુલ બુઝર્ગ વ સુબક વખાર-વ-આસાન બે વદીરાદ, ઉ આને પશુમ અખાન અપવાન શેશન ગરેથમાંન વ હુમા ખારેહુ અવર રસાદ.

"હુમા વનાહે વજારશ્ની વ કેર્ફેહ અફ્ઝાયશ્ની પાકી અષોઇ રવાને (ફ્લાંન બેન ફ્લાંન)" (૩ વાર પઢે.)

"વનાહુ ખુશ્ક વ નીસ્ત નફેર બાદ કેર્ફેવીશ વ વેહુ વ સબઝ બુલંદ વ અર્જોમનદ બાદ" (૩ વાર પઢે.)

કાહેશની વનાહુ વ અફ્ઝાયેશની કેર્ફેહુ (૩ વાર પઢે.)

"વનાહુ ખુશ્ક વ કેર્ફે સબઝ બાદ.

બસ્તને રાહે દોઝખ વ ગોશાદને રાહે બેહુસ્ત" (૩ વાર પઢે)

પાકી અશોઇએ રવાન (ફ્લાંન), બેહુસ્ત બેહરે બાદ. કે યઝદાન વ અમેષાસ્પંદાને કામે બાદ, અએદુન બાદ, અએદુન તરજી બાદ, અષઓને અર્ષમ વાહી (૧). (ચેરાગે હિન્દ, તા૦ ૧૬-૧-૧૯૨૭).



# બાળકને સુદરેહ પહેરાવવાની વીગત.

માજદયસ્ની ધર્મના એતેકાદ મુજબ એક જરતોસ્તી બાલક ૭ થી ૧૫ વર્ષનું થાય, તેને સુદરેહ કુશ્તી પહેરાવવાને માટે ફર્જીયાત બંદગી અવસ્તાઓ શીખવી, તેની નવજોત કરે, ત્યારે ગાહે હાવનમાં એક યોજદાથ્રેગર મોબેદ ખુબનો ધણી હોય તેને ૨) ફુલીઆ, ૧) પાણીનું કાહારણું, ૧ પાણીનો કળશીઓ પાવં કરવાં અને ફુલ્યાં ખુશ્ક કરી તે એકમાં પાવાનો ભસ્મવાલો નીરંગદીન, અને બીજામાં (દસ્ત-શુ) શરીરે ચોપડવાનો નીરંગ અંદાજસર કાઢે, અને નીરંગદીન વખતે ઇજેશ્નું

પાવ પાણીના કતરા પાવ કીધેલા પાણીના કાહારણામાં કાંઇક રેડે અને આલાત પાછા હરોઅસ્ત કરે.

એ પછી નવજોતી યાને સુદરેહ પેહરનારને પ્રથમ હાથ મ્હોડું ધોવારી સરોષ બાજથી તમામ અવસ્તા "હુમાજોર બીમ" સુધી કુશ્તીના અવસ્તા પઢાવવા, પછી તેને હમામખાનાંમાં બેસાડી **ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહૂ** (૧) ભણાવી શરીર ઉપરના કપડાં ઉતારી ડાહબો હાથ માથા ઉપર મુકાવવો અને જમણા હાથમાં પીવાને "ગઓમીજ" આપવો પછી બાજ ધરાવવી.

**બનાંમે યજદ બક્ષાયન્દેહ બક્ષાયશગર મેહરબાંન ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહૂ** (૧).

**અહુરમજ્દ ખુદાએ** ક્યા **આત્ યજમઇદે, અહુરેમ મજ્દાંમ યે ગાંમચા અષીમચા દાદ અપસચા દાદ, ઉર્વરાઓસચા વંઘુઉહીશ રઓચાઓસચા દાદ બૂમીમચા વીસ્પાચા વોહૂ અષેમ વોહૂ** (૩), (બાજમાં પઢાવે.)

**ઇન ખુરમ, ઇન પાકીએતન, યઓઝદાથ્રેઇએ રવાનરા, હૂમત હુખ્ત હુવર્શ્ત, હૂમનશ્ને હૂગવશ્ને હૂકુનશ્ને. ઇન્ ક્ષ્નૂમને તન–મન પાક.** ૧) કતરો નીરંગ પાએ. (એ પ્રમાણે ત્રણ મરતબે ઇન ખુરમનો વાકય બોલાવી ત્રણ મરતબે નીરંગ પાએ), પછી બાજ મુકાવે **અષેમ વોહૂ** (૪), **યથા અહૂ વઇર્યો** (૨). **અષેમ વોહૂ** (૧) **અહ્માઇ રએશ્ચ, હુજં-ઘરેમ, જસ મે અવંઘહે મજ્દ, અષેમ વોહૂ** (૧).

પછી બન્ને હાથ માથા ઉપર મુકાવી, નવજોતીને "**અષેમ વોહૂ** (૩), **ફ્રવરાને......કેમ ના મજ્દા...ગએથાઓ અસ્તવઇતીશ અષહે**" સુધી પઢાવે, પછી ત્રણ મરતબે આખા શરીરે વીધી પ્રમાણે નીરંગ ચોપડાવે, અને ત્રણ મરતબે રેતી ચોપડાવે, અને ત્રણ મરતબે આવ ચોપડાવે, પછી આંગ ધોવારી ગોસલ કરાવે, અને આંગ નુછી સુકકું કરી કપડાં પેહરાવે. ટોપી, પાયજામો, સુદરેહ, સપાટ અને ખાંધ ઉપર કુશ્તી નાંખે. ત્યાંજ ઉભો રાખી પૂર્વ ભણી મ્હોડું કરી બાજ મુકાવે. **નૅમસ્ચા યા આર્મઇતિશ–ઇજાચા** (ત્રણ વાર), **યથા અહૂ વઇર્યો** (૨) **યસ્નેમચ અહ્માઇ રએશચ, હુજંઘરેમ, જસ મે અવંઘહે મજ્દ, અષેમ વોહૂ**(૧.) **જદન નસોશ જદાર દીવો દુજ પાકીતન અષોઇ રવાને ખીશ**

(ત્રણ વાર ભણાવે) **અષેમ વૉહુ** (૧) પછી સુદરેહ પહેરાવનાર દસ્તુર હાથમાં નવજોતીનું પએવન્દ કરી "**બ નાંમે યજદ બક્ષાયન્દેહ, બક્ષાયશગર મેહરબાન.**

**હૂમત હીખ્ત હ્વર્શ્તનું** નીરંગ કુશ્તીનું નવજોતી સાથે ભણતર પઢે અને કુશ્તી બાંધે. **મજ્દયસ્નો અહ્મિ. હમાજોરબીમ અષેમ વૉહુ** (૧) પઢે પઢાવે.

**ફીરોઝગર બાદ્ ખોરૂહે અવીઝેહ વેહ** દીન માજ્દયસ્નાંન્ (ત્રણ મરતબે પઢાવે), **અષેમ વૉહુ** (૧) પછી અરસપરસ હમાજોર કરે.

પછી દીવાનખાનામાં જ્યાં નવજોતની મીજલસ આરાસ્તેહ કીધી હોય ત્યાં, નવજોતીને લઇ જઇને તરતીબ મુજબ બેસાડે, અને ક્ષ્નઑથ્ર **અહુરહે મજ્દાઑ અને અષેમ વૉહુ** (૩) થી સરોશ બાજ શરૂ કરી કુશ્તી કરાવી **હમાજોરબીમ** સુધી ભણાવી, પછી પતેતે કેહ (જે પતેત નીચે મુજબ ઘટતી પ્રાયશ્ચીત સાથે દીનનું એકરારનામું છે તે) પઢાવે.

**નામે યજદ વાજીબ મનશ્ને ખૂબ–દારીમ, પતેતી વેબરીમ અઝ બેહરે વનાહ જારશ્ની, કેર્ફેહ અફ્જાયસ્ની, બસ્તને રાહે દોજખ, ગોશાદને રાહે બેહેશ્ત,** ઉમીદ કે મદને ઇ **આંને પશૂમ અખાંન અશ્વાન રોશન ગ્રોથમાન હમા ખારેહ.**

**નામે યજદ યથા અહૂ વઇર્યો** પન્જ **અષેમ વૉહુ સે.** ગાહે (ફલાંન) **વાજે સ્રઑષ દુશારમીએ રવાંને ખીશ કેહર જસ્તહે વનાહ વ ફરોમાંનદી કે બુદ અજ બુન વ શુદ આયન્દેહ બ કેર્ફેહ કર્દન તોક્ષાતર બીમ, અઝ વનાહ વીશ પેહરીઝમ હુમત હુખ્ત વ હ્વર્શ્ત.**

**નાંમે યજદ યથા અહૂ વઇર્યો** (૫) **અષેમ વૉહુ** (૩) **ફ્રવરાને... ફ્રસસ્તયએચ. સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુ–માંથ્રહે દર્ષિ–દ્રઑષ આહૂઇર્યેહે, ક્ષ્નઑથ્ર ય૦ વ૦ ક્ષ૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે, અથા રતૂશ અષાત્ ચીત્ હચ ફ્રા અષવ વિદ્વાઑ મ્રઑત્. યથા અહૂ વઇર્યો** (૧).

ફ્રરાજ **સેતાયમ બ–હર્વિસ્પ હુમંત વ હીખ્ત વ હ્વર્શ્ત, વ મનશ્ને વ ગવશ્ને વ કુનશ્ને. અવાજ સેતાયેમ બ–હર્વિસ્પ દુશ્મત**

વ દુઝહીખ્ત દુઝવર્શ્ત; અજ મનશ્ને વ ગવશ્ને વ કુનશ્ને. બ અવર ગીરશ્ને અવર ગીરમ્, હવિસ્પ હુમત વ હીખ્ત વ હ્વર્શ્ત કે કેર્દેહ કુનમ. વ બેહલશ્ની બેહ્લમ બ હવિસ્પ દુશ્મત વ દુઝ-હીખ્ત વ દુઝવર્શ્ત, કુ વનાહ ન-કુનમ.

કે શાસ્તી યસ્તમ, કે ફ્રારૂને યસ્તમ, કે ખરોહે અવિઝહે વેહ્દીન માઝદયસ્નાંન્ યસ્તમ, કે ઇન્ દીન ઇસ્તમ્ કે અહુરમઝ્દ ખુદાએ, વ અમેષાસ્પંદાંન્ ઓએ યશ્ત ફ્રોહરે જરતોશ્ત સ્પિતમાંન્ ચાશીદ; જરતોશ્ત ઓએ વિશ્તાસ્પ ચાશીદ, વિશ્તાસ્પ ઓએ ફ્રષોશ્તર વ જામાસ્પ વ અસ્પન્દયાર ચાશીદ, ઇશાંન્ બ વેહાને ગેતીઆંન ચાશી-દન્દ, કે પદવન્દ અષાએ આરાસ્તાર આદરબાદ મારેસ્પન્દાંન્ કે આમદ વ પદશ પ સાખ્ત વ ઓખ્ત અવર ઇસ્તાદ; મનજ બ ઇન્ દીન્ યસ્તમ, અજશ બ ન-વરદમ ન-વેહ જીવશ્નેરા, ન-વીશ જીવ-શ્નેરા, ન ખુદાય ખાસ્તહે અષાએ દુશારમરા.

અગરમ પરગસ્તે તન અજ બેહરે રવાંન બ આવાયદ દાદન બખુરસન્દીહા બેદહમ. અઝ ઇન્ દીન્ બનવરદમ, ગેર્ફ્તમ હવિસ્પ હુમત વ હીખ્ત વ હ્વર્શ્ત. દાદ વેહ્ હરફ્રારૂને; હેશ્તમ હવિસ્પ દુશ્મત વ દુઝહીખ્ત, વ દુઝવર્શ્ત, દાદ વતરે હર અવારૂને; ઇન્ કે દાનેશનીહા ઓસ્તવાનહમ, કે ઇન્ દીને અહુરમઝ્દ વ જરતોશ્ત બુતર અવીગુમાનતર.

અવીગુમાનહમ્ કે હસ્તીએ દીન વેહ્ માઝદયસ્નાંન્ વ બુદને રસ્તાખીઝ તને પસીન, વદારદન્ કે ચિન્વત પુલ્ વ શુમાર, કે સૅદાસ કેર્દેહ મોઝદ, વનાહે પાદફરાહે, હસ્તીએ બેહસ્તો દોઝખ; વ નીસ્તીએ અહેરીમન્ દીવાન, વ ફરજામ ફીરોઝગરે યઝદ સ્પેના-મીનો; અફશાયસ્ને ગુનાહમીનો અવા હમા દીવાન વ તમતુમગાન્.

હરચમ્ આવાયશ્ત મનીદ, ઑમ ન-મનીદ, હરચમ્ આવાયસ્ત ગુફ્ત, ઑમ ન-ગુફ્ત, હરચમ આવાયશ્ત કર્દ ઑમ ન-કર્દ.

હરચમ આવાયશ્ત ફ્રર્મૂદ ઑમ ન-ફ્રર્મૂદ, હરચમ ન-આવાયશ્ત મનીદ ઑમ મનીદ, હરચમ્ ન-આવાયશ્ત ગુફ્ત ઑમ ગુફ્ત, હરચમ

ન-આવાયશત કર્દ, ઍામ કર્દ, હરચમ ન-આવાયશત ફર્મૂદ ઍામ ફર્મૂદ.

મનશ્‌ની વ ગવશ્‌ની, વ કુનશ્‌ની તની વ રવાની ગેતી વ મીનો અજ્‌શ હમે-ગુનેહ વનાહી અવાક્ષ પશેમાન્‌ ફે પતેત હોમ (ત્રણ વાર પઢે.)

યથા અહૂ વઈર્યો (૨) યઠ અ૦ હુ૦ ખ૦ અષેમ વૉહૂ (૧).

એ પતેત કેહનું ભણતર પુરૂં કીધા પછી નવજોતીને પુર્વ દિશા ભણી ઉભો રાખી, કલમે-દીન ભણાવે.

દીનનો કલમો-બ નાંમે યજદ બક્ષાયન્દેહ બક્ષાયશગર મેહરબાન્‌ રજિશતયાઍ ચિસ્તિયાઍ મજદધાતયાઍ અષઑન્યાઍ દએનયાઍ વંઘ્રહુયાઍ માજદયસ્નોઇશ, દીન-એહ રાસ્ત વ દોરોસ્ત, કે ખુદાય બર ખલક ફરેસ્તાદેહ, ઇન હસ્ત કે અશો જરતોશ્ત પએગમબર આવોર્દેહ હસ્ત, દીને દીને અહુરમજદ, દાદેહ જરતોશ્ત. અષૉને અષેમ વૉહૂ (૧).

દીન દાદારી દાદેહ જરથુશ્ત્રી, દીને અહુરમજદી દાદેહ જરતોસ્તી (ત્રણ વાર પઢાવે) અષેમ વૉહૂ (૧).

એ પછી નવજોતીને બેસાડી ફરોલ છાંટતા તંદરોસ્તી પઢે.



# યજશ્‌નેમાં આવેલા ૩૩ રતુઓનું અનુક્રમ; અથવા જરતોશ્તી દીની સાલનું પંચાંગ.



જરતોશ્તી દીની સાલનાં પંચાંગનો કાંઇક ઝાંખો ખ્યાલ યજશ્‌નેનાં ૧-૨-૩-૪-૬-૭-૧૭-૨૨-૨૪ અને ૬૬ માં હા, ઉપરથી આપણને મળી શકે છે, તે આ છે:—

નિવએધએમિ હંકારયેમિ રતવો ઍરૅજતો યો અષહે રતવાંમ્‌ અયર-નાંમ્‌ચ અસન્યનાંમ્‌ચ માહ્યનાંમ્‌ચ યાઇર્યનાંમ્‌ચ સરૅધનાંમ્‌ચ યોઇ હૅન્તિ અષહે રતવો હાવનૉઇશ રતવો.

**અર્થ**—અશોઇના બુલંદ સરદાર ગેહ, દહાડાના, પખવાડીઆ, (મહીના) ગાહામ્બાર, અને વરસોનો સરદારો, જેઓ હાવન ગેહના અશોઇના

સરદારો છે, (તેઓને) હું ઇજન કરૂં છું (તથા) મિજલસમાં આદરમાન આપું છું, (ય૦ હા ૧ લો, ફ૦ ૧૭ મો, કા. એ. કાંગા કૃત.)

સદરહુ યજશ્નેના ૧૭ માં ફકરામાં વખતોના સરદાર જણાવવામાં આવ્યા છે, જે પાંચ વિભાગના જણાવ્યા છે જેમકે ૧–અયર, ૨–અસન્ય ૩–માહ્ય, ૪–યાઇર્ય અને ૫–સરેધ. વર્ષના એ પાંચ વિભાગનાં સરદારો જરથોશ્તી દીની સાલનું આખા વખતોનું પંચાંગ દર્શાવે છે. તે વખત ઉપર મુવક્કલ ફરેસ્તાઓનું પંચાંગ=પાંચ–અંગ જે આપણે ઉપર દર્શાવ્યું તેમ અયર, અસન્ય, માહ્ય, યાઇર્ય અને સરેધના હિંગામોનું છે.

કે જેણે યજશ્નેના ૧ લાં હાના, ૧૦ મા ફકરામાં જે હવે પછી તેનો આપણે ખુલાસાવાર લખી ઉપયોગ કરીશું તેમાં એ સરદારોને ૩૩ રતુઓની સંખ્યામાં જણાવવામાં આવ્યાં છે.

હવે એ પંચાંગમાં ૧ લો અયર એટલે દિવસને લગતા, (સરદારો) જે દિવસ સૂર્યોદય થઇ ૨૪ કલાક પસાર કરી પાછો સૂર્યોદય થાય ત્યાં સુધીના વખતને દિવસ કહે છે, તેની પાંચ ગેહો હાવન, રપિથ્વીન, ઉજયેરીન્, અઇવિસ્રૂથ્રેમ્ અને ઉષહેન ગેહના છે.

૨ જો અસન્ય રત્વો ગેહોને લગતા સરદારો, ગેહો ૫) છે જેમાં ૧) લી 'હાવન ગેહ' લગતા સાવંઘિ, વીસ્ય, મિથ્ર, અને રામ ખાસ્ત્ર.

૨ જી 'રપિથ્વીન' ગેહને લગતા—ફ્રાદત્ ફ્શુ; જન્તુમ્ અષહે વહિશ્તહે અને આદર.

૩ જી 'ઉજયેરીન ગેહ'ને લગતા—ફ્રાદત્વીર, દખ્યૂ, નફ્ધ્રો અને આવા.

૪ થી 'અઇવિસ્રુથ્રેમ ગેહ'ને લગતા—ફ્રાદત્ વીસ્પામ હુજ્યાઇતિ, જરથુશ્ત્રોતેમ, ફ્રવષયો–અમ્ વરેથ્રઘ્નહે અને વન્નની ઉપરતાત.

૫ મી 'ઉષહેન ગેહ'ને લગતા–બેરેજ્ય નમાન્ય, સ્રઓષ, રશ્ને, અર્ષતાત્.

૩ જો માહ્ય રત્વો એટલે મહિનાને લગતા સરદારો જે "અન્તરે-માહ" એટલે સુદ પડવાથી સુદ પાંચેમ સુધી, "પેરેનો માહ" એટલે સુદ ૬ થી સુદ ૧૦ સુધી.

વીષપત્થમાહ એટલે સુદ ૧૧ થી સુદ પુનેમ સુધીના ત્રણ પંજે યાને ચંદ્રની ત્રણ હાલતના જે પંચદસ–માઓ ઉક્ષેઇતિ ૧૫ દિવસ સુદ

બીજથી સુદ પુનેમના ચંદ્રની વૃદ્ધિ પામતી કળાને (સરહારને) આરાધવામાં આવ્યા છે. પણ હું આ ચંદ્રની ત્રણ હાલત, નીચલી દલીલ આધારે ધારૂં છું, તે આ કે, 'અન્તરે-માહ' એટલે સુદ બીજના ચંદ્ર, 'પેરેનો માહ' એટલે સુદ પુર્ણિમાના ચંદ્ર, અને 'વીષપતથ માહ' એટલે બે સાતવાડીઆ (યાને અમવાસ)ના ચંદ્ર. આ ચંદ્રની ત્રણ હાલત દરશાવનારી દલીલ એક રિવાયત આ પ્રમાણે આપે છે કે:—

કેર્ફે-માહ ન્યાયશ ચુનીન અસ્ત કે હરતનીરા વાજેબ અસ્ત. કે બહરમાહ સે નવબત માહ ન્યાયશ બખ્વાનદ, નોબતે અવ્વલ ચુ માહ નો શવદ, નોબતે દુવ્વેમ કે દર શબે ચેહારદેહુમ કે માહ કોરસ શવદ, નોબતે સેવ્વોમ ચુન માહ આખેર રસીદ.

અગર માહ ન્યાયશ કર્સી નદાનદ શેસ્તોપંજ યથા અહી વઇર્યો, વ પંજ અષેમ્ વોહી બખુઆનંદ, કે દર અવઝે માહ ન્યાયશ કબુલ અસ્ત. વ બાયદ બદાનદ હીચ અમેષાસ્પંદ ચુન માહ યજદ બદ્યારોમ-ન્હીએ તનો રવાન, નમીરસદ, વ હર્ માહ, માહ યજદ્ બદીન ગેર્તી મી આયદ, વ ફેઝે નીકીઓ રાહતો ખુશીઓ રાહત બદીન જેહાન મી આવોર્દ, વ બેહદીનાનને હસ્તકેશ્વર જમીનરા બક્ષ વ કેસ્મત મીકુનંદ, વ દર આખેર માહ્ કેર્ફેહ્ હસ્તકેશ્વર જમીનરા બહમ જમા મીકુનદ, વ મીબોર્દ પુલેસીરાત વ બદસ્ત મેહર યજદ વ રશ્ને રાસ્ત મીસેપુરદ,

યાને ચંદ્ર (ની આરાધના)નું પુણ્ય-સવાબ આએ પ્રમાણે છે કે, દરેક માજદયસ્નાંન જરતોશ્તીઓને ઘટિત છે કે દર મહિને ત્રણ વાર માહ ન્યાશ પઢે, (જેમાં) પહેલી મરતબે જ્યારે ચંદ્ર નવા (પ્રકાશિત) થાય, બીજી મરતબે જ્યારે ચંદ્ર ચૌદમી રાત્રી (પુનેમે) એ ગોળાકાર (પુર્ણ પ્રકાશિત) થાય, અને ત્રીજી મરતબે જ્યારે ચંદ્ર પુરો અમવાસને દહાડે (અદ્રશ્યમાન) થાય ત્યારે માહ ન્યાયશ પઢવી. અગર જે કોઇ માહ ન્યાયશ ભણી નહિ શકતો હોય, (તેને) ૬૫ યથા અહી વઇર્યો અને ૫) અષેમ વોહી પઢવી કે જે માહ યજદની ન્યાયશ ભણવાને બદલ કબુલ (રાખવામાં આવે) છે.

અને જાણવું જોઇએ કે, માહ યજદ સમાન કોઇ બીજો અમેષા-સ્પન્દ શારિરીક અને માનસિક રક્ષણને પહોંચતો નથી, અને જ્યારે માહ યજદ આએ દુન્યામાં આવે છે (ત્યારે) ભલાઇ અને સુખશાન્તિ ખુશી આનંદની બક્ષેસો લઇ આવે છે, અને (હસ્તકેશ્વર) પૃથ્વિના સાતે ખંડોના બેહદીનોને (તે) વેંહચી આપે છે, અને મહિનાની છેવટે સાતે ખંડોના (બેહદીનોના) પુણ્યનો પણ સંગ્રહ કરી લઇ ચિન્વત ઉપર મેહર યજદ

અને રશ્ને રાસ્ત યજદના હાથમાં સ્વાધીન કરે છે. (જુઓ પએવન્દનામે ઇરાની જરતોશ્તી) અને (દાદેસ્તાને દીની પુરશેસ ૭૦ મી અને તેની શરેહ, એરવદો તે૦ દી૦ અંકલેશરીઆ અને શે૦ દા૦ ભરૂચા કૃત.)

ત્યારે આ ઉપરથી માલમ થાય છે કે 'અન્તરે માહ' સુદ બીજને, 'પેરેનો માહ' પુર્ણિમાને અને 'વીસ્પત્થ માહ' એટલે અમવાસને દહાડે માહ યજદની ન્યાયશ ભણવા ફર્જ નાખે છે ત્યારે તેજ વકતને અને તેના સરદારને આરાધવાને (યજશ્નેમાં) ફરમાવે છે. એ પછી

૪ થા યાઇર્ય-રત્વો, ગાહામ્બારને લગતા સરદારો; જેમકે મઇદ્યોજરેમ' મઇદયોષેહેમ, પઇતિષહેમ, અયાથ્રેમ, મઇદયારેમ્ અને હમસ્પથમએદેમ્ છે.

હવે અત્રે જાણવું એ કે પ્રથમ આપણા યાઇર્ય વર્ષ યાને ગાહામ્બારી વર્ષને લગતાં ગેહ દિવસ મહિનાના સરદારોનું વર્ણન કીધા પછી ગાહામ્બાર જે વર્ષ ૧) ના ૬) જે દાદારે વર્ષ ૧) ની અંદર પ્રથમ (છ) પેદાયશો પેદા કીધી તેનાં માનમાં આરાધનાના છે. આ છ ગાહમ્બારનાં ગણીતથી ૩૬૫) દિવસનું સંપુર્ણ જરતોશ્તી દીની વર્ષ કહેવાય છે તે નીચે પ્રમાણે છે.

૪૫) "પન્ચાચ ચત્વરેસતેમચ મઇદયોજરેમ્યેહે અષહે વહિશ્તહે દથુષો."

૬૦) "ક્ષ્વશ્તીમ્ મઇદયોષેમહે ત્રિસ્ત્રહે દથુશો."

૭૫) "પંચાચ હપ્તાઇતીમ્ પઇતિશ્હ્યેહે ક્ષથ્રહે વઇર્યેહે અનઘ્રનાંમ."

૩૦) 'થ્રિસ્તેમ્ અયાથ્રેમહે મિથ્રહે અનગ્રનાંમ."

૮૦) "અસ્તાઇતીમ્ મઇધ્યારેહે દથુષો વેરેથ્રઘ્નહે."

૭૫) "પન્ચાચ હપ્તાઇતીમ્ હમસ્પથમએદયેહે વહિશ્તોઇશ ગાથયાઓ." યાને ઉપલા ૬) ગાહામ્બારનું.

---

૩૬૫ દહાડા નું ૧) વર્ષ.

યાને પ્રથમ ૪૫ દિવસે અરદીબેહસ્ત મહિનો ને દેપમેહર રોજ સુધી મઇદયોજરેમ ગાહામ્બાર. (ખુરશેદ રોજથી શરૂ) તે પછી

૬૦ દિવસે તીર મહિનો ને દેપમેહર રોજ સુધી (ખુરશેદ રોજથી ચાલુ) મઇધ્યોષેહમ. ગાહામ્બાર તે પછી

૭૫ દિવસે મેહર મહીનો ને અનેરાન રોજ સુધી (આશતાદ રોજથી ચાલુ) પએતીશેહેમ ગાહામ્બાર. તે પછી

૩૦ દિવસે અયાથ્રેમ ગાહામ્બાર મેહર મહિનાના અનેરાન રોજ સુધી, (જે આસ્તાદ રોજથી શરૂ થાય છે.) તે પછી

૮૦ દિવસે મઈદયારેમ ગાહામ્બાર. દેહ મહિનો બેહરામ રોજ સુધી (જે મેહર રોજથી શરૂ થાય છે.) તે પછી

૭૫ દિવસે હમસ્પથમએધેમ ગાહામ્બાર માટે વહિસ્તોયશ્ત ગાથા સુધી. (જે ૧ લા ગાથાથી શરૂ થાય છે.) આ ૬) ગાહમ્બાર ૧) વર્ષ યાને ૩૬૫) દિવસની દરમ્યાનગીરીમાં પેદા કીધા જે માટે બુનદેહશમાં કહે છે કેઃ—

"On matters of religion it says in Revelation thus":— "The creatures of the world were created by me in three hundred and sixty five days, that is the six periods of the Gahambars which are completed in a year". (The sacred Books of the East, VOL. V, Translated By E.W. West, P. 91.)

યાને દુન્યાની સઘળી પેદાયશ મેં (અહુરમજદે) ત્રણસોને પાંસઠ દહાડાના ૬) ગાહામ્બારોનાં અઇયામમાં એક વર્ષમાં પુરી કીધી, (બુનદેહશ પ્રકરણ ૨૫ ફ૦ ૧ લો ડા૦ વેસ્ટનો તરજુમો.) (જુવો જરતોશ્તી દીની સાલની ચર્ચા, ચો. પૃ. ૫૦, કૃત મરહુમ ન. મ. મોબેદજીના.)

બુનદેહશનાં ઉપલાં ઉતારાપરથી ત્રણ બાબદો ખુલ્લી થાય છે પહેલી એ કે દીની વરસ અસલથીજ ૩૬૫) દહાડાનું કહેલું છે; બીજી એ કે છ ગાહામ્બારનો સંબંધ છ અવ્વલ પેદાયશો સાથે છે રૂતુઓ સાથે તેઓને કશી નીસબત નથી; ત્રીજુ એ કે છ ગાહામ્બારોની મુદત ૩૬૫) પુરા દહાડાની કદીમ વખતથી નકી થયલી છે.

આપણી દીન આઇનના કામો ફસલ સાથે સંબંધ ધરાવતા નથી, એ કામો સાથે ફસલને નિષેધ કીધી છે. એ માટે દીનકર્દમાં ખુલ્લું લખે છે કેઃ —

વ દીનીક અફદને કાર પવન અનકામાંન પરહીઝવાનીની દેહ મીન હુશમોરની; અમરકાન દાશ્તેહ જાનુનીદ ઝક પવન્ દહ્યુપત પરમાન હમકારાન રખાર અનકામાન ચાર અવરઇસ્તાદ્ રખાર ઓ રસશ્ને ઉર્વરામ ઓ મર્દુમાન જદમન દાદી અન્દાખ્તન જુમ વહીઝવદ બીનાઇ બન્દ

જાનુનીદ લા કર્દન મીન પન્જ પરાજ લા સેપુખ્તન વહા દીન અન્દરજ કોમન દીન દરેહ મદમ રોજાન વ બીનાનાંન શુતાંન નેશાનીનીદેહ (અવીજેહ દીન પૃ૦ ૧૨૩-૨૪).

અર્થ—અને દીન આઇનના કામ ફસલો સાથે ગણવાથી મના કીધેલી છે, અને પાદશાહના ફરમાનથી (તે) કામના મલતીઆતો ફસલોની ગણત્રી રાખતા હતા, વળી તેઓ આદમીઓના બખ્ત આપવાને ઉરવ-રોના પહોંચવા આડ ફલો લેખવાના વખત નાખતા અને ભલી દીનમો નોરોઝનો દહાડો, અગર વધારાથી એક મહિનો પુરો થાય તો નહિ કરવો, અને પાંચ મહિનાબી દાખલ નહીં કરવા. આ બાબમાં રોજો, મહિનાઓ તથા વર્ષોથી યાદદાસ્ત બેસાડેલી છે. (અવીઝેહ દીન પૃ. ૧૨૩-૨૪.)

યાને ઉપલી એબારતનો ખુલાસો આ છે કે દીનઆઇનના કામો ફસલો કે રૂતુ સાથે મુદ્દલ સંબંધ નથી ધરાવતાં, તેથી તે સાથે ભેલ-સેલ કરવી નહિ, અને પાદશાહના ફરમાનથી ફસલોના ગણીતશાસ્ત્રીઓ તેનું ગણીત રાખતા હતા, અને તે મેહસુલના કામમાં ફસલોની ગણત્રી ઉપર ઉસ્તવાર રેહતા અને લોકોને ફસલ આવવાના હીંગામ ઉપર તે કામ સોંપતા હતા અને અગર આફતાબી ફસલી સાલના કસરનો ૧૨૦) વર્ષે ૧) મહિનો થાય તે અથવા ૬૦૦) વર્ષે ૫) મહિના થાય તે દીનના નોરોઝમાં પ્રવેશ નહિ કરવા ફરમાવે છે.

ત્યારે અત્રે સાબેત થાય છે કે "યાઇર્ય" એટલે ગાહામ્બારી દીન-આઇનું ૩૬૫) દહાડાનુ સંપુર્ણ વર્ષ કહેવાય છે. નહિ કે નાકેશ.

આ બાબદને આપણા અવસ્તા અને પેહલવી ભાષાના જાણીતા સ્કોલર અને વિદ્વાન સમશુલ ઓલમા દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા એમ. એ., પા. એચ. ડી. જેવણુ વિદ્વાન કબીસેવાદી દસ્તુર એદલજી દારાબજી સંજાણાના કે જેઓ કબીસામાં માનનારા અને દોરવનારા અને તેની સાબેતીમાં બોરહે વેહીઝક કેતાબ રચનારના નબીરા અને જાયનશીન થાય, અને જેઓએ પેહલવી દીનકર્દ કેતાબોનો તર્જુમો કર્યો છે. તેમજ કબીસાની ચળવળના હીંગામ પરવરશ થયલા અને તેમાં ભાગ લેનાર અનુભવી વિદ્વાન જેઓ પોતે રચેલી એક કેતાબમાં જરતોશ્તી સાલ ૩૬૫) દિવસનું પુરૂં જણાવે છે કેઃ—

"સર્વે જરતોશ્તીઓને સારી તરેહથી રોશન છે કે આપણી દરરો-જની બંદગી જેવી કે ન્યાયશ, યશ્ત, યજશ્ને અને વંદીદાદ પઢવામાં જે

રોજે, મહિને અને વખતે તે બંદગી ખોદાની હજુરમાં આપણુ કર્યે છીયે તે વેળા, તે દિવસ, મહિનો અને વખત આપણી તે એ બાબદમાં આપણુ હંમેશ પઢીએ છીએ. પણુ ગાથાનાં પાંચ દિવસોમાં તેમ કરતા નથી. તે દહાડાઓમાં મહિના વગર, રોજ અને ગેહ ભણ્યે છીએ અને તેનો સબબ એ છે કે "આપણી બરહક દીનના ફરમાન પ્રમાણે જરતોશ્તીઓનું ચાલુ વર્ષ ૩૬૫) દહાડાનું છે, તે વર્ષ એકના, મહિના ૧૨, દર ૩૦ દિવસના છે, અને તે દરેક મહિના તથા દહાડાને એક એક યજ્દ અમેષાસ્પંદનું નામ આપીને તે યજ્દ અમેષાસ્પંદોનો તાલુકો તે મહિના અને દહાડાઓ ઉપર આપેલો છે; અને ગાથાના પાંચ દિવસો ૩૦) દહાડા લેખેના વર્ષના ૧૨) મહિના પુરા થયા પછી આફ્તાબની બારે બુરજોની ચાલના વધારાથી બનેલો છે, તેહને પાંચ અલાહેદાં નામ આપીને સ્પન્દાર મહિનાની પછી અલાહેદાં રાખેલા છે."

આ ઉપલા નિયમ પ્રમાણે શું ઇરાન કે હિન્દુસ્તાન ખાતેના વસનારા સર્વે જરતોશ્તીઓ આજ સુધી ચાલતા આવ્યા છે, અને આવે છે. (તફસીરે ગાહ ગાસાની પૃ૦ ૯.)

ઉપલા કોટેશનમાં દર્શાવેલા વિચાર પ્રમાણે આપણું જરતોશ્તી દીની સાલ ૩૬૫) દિવસનું પુરૂ છે. અગર જો તે નાકેશ હતે તો અત્રે દસ્તુરજી લખતે કે આપણું જરતોશ્તી સાલ ૩૬૫। દિવસનું ફસલી છે અને તેમાં ૧૨ મહિના, તે દરેક મહિનો ૩૦ દહાડાનો અને પાંચ દહાડા સ્પન્દાદ મહિનાની પાછળ આફતાબની ખુરજોની કસરના બાકી બચેલા ગાથાના ૫) જુદા જુદા ફરેસ્તાઓને તાલુકે છે. ૦। દિવસની કસરનો ચાર વરસે ૧) દિવસ કબીસાનો છે, તે ફલાના ફરેશ્તાને તાલુકે છે, પણુ તેમ નહિ હોવાથી ૦। દિવસની કસર કબીસાના ૪) વર્ષનો દિવસ જણુાવ્યો નથી, પણુ અત્રે વાંચનાર કેહશે કે આપણામાં ૪) વરસની ૦। દિવસ હીસાબે કસરના ૧) દિવસનો કબીસાની "અવરદાદ સાલગાહની ક્ષ્નુમન" મોજુદ છેજ, તો તે માટે અમો જણાવીશું કે તે ક્ષ્નુમન કબીસાની નથી, દરયાઇ નવરોજ યા નવરોઝે જાવલીની છે તેની મોતેબર શેહાદત મોજુદ છે. (જુવો આ પુસ્તકને પાને ૧૮૦-૧૮૬).

વળી દીનકર્દના ત્રીજા વોલ્યુમમાં જ્યાં આફ્તાબી વર્ષ ૨) પ્રકારના જણાવ્યાં કે તેમાં ૧) દીનઆઇનનાં કામમાં હુશમોરદી (યાને ૩૬૫) દહાડાની અમુક ગણત્રીનું) સંપુર્ણ જણાવ્યું છે, તે તેની જગ્યાએથી ખસેડવાની મનાઇ કરી છે, તેમ વળી ફસલોથી તેને નિરાળું રાખવા ફરમાવ્યું છે. આપણે સદરહુ ૪) થા વર્ગના યાઇર્ય-રત્વોની વિગતમાં જોઇ ગયાં. હવે આપણે,

